૪૭૯૫

ભાગ ૧ લો.

# સૂરસેન અને વિરભદ્ર

## ની વારતા.

**રચીને પ્રસિદ્ધ કરતા**

મેહેતા ભવાનીશંકર વિ. કલ્યાણજી વળા તાલુકા સ્કુલના
વિદ્યાર્થિ તથા રહેવાસી તથા ઠા: કુંવરજી પ્રાગજી
અને શેઠ દામોદર મુરારજી



આવૃતિ પેહેલી. પ્રત ૧૦૦૦.

શંવત ૧૯૪૫ શને ૧૮૮૯

**દોહરો.**

સૂરસેન વિરભદ્રનું દુઃખ કહું આ વાર;
તે સજ્જનો વાંચી તમે શાણા કરો વિચાર.

**કિંમત દસ આના.**

# પ્રસ્તાવના.



પ્રીય ભાઇઓ કોઈ વસ્તુ સારીછે કે નઠારી એમ જાણવું હોય ત્યારે એવી બીજી વસ્તુ સાથે મુકાબલો કર્યાથી જાણાયછે; પણ પરમ સ્નેહી મિત્રો જેણે રત્ન જોયું નથી તે કાચનાં વખાંણ કરે તેમાં શી નવાઇ. તેમજ જે માણસે દેશાટણ કર્યું નથી, તે માણસ પોતાના દેશ તથા શેહેરનાં વખાંણ કરે તેમાં કશી નવાઇની વાત નથી; પ્રીય ભાઇઓ તમે સમજોકે આપણા દેશની રીત ભાત સારીછે કે માઠી. અને તેથી ફાયદા થાયછે કે ગેર ફાયદા, અને આપણા લોકો કઇ બાબતમાં શુખી અને કઇ બાબતમાં દુ:ખીછે. આપણે સુખ મળવાને જે રીતો પકડીછે તેના કરતાં વધારે સુખ મળવાની રીતો હશે કે નહીં, એ સઘળું જાણવાને વાસ્તે આપણે બીજા સુધરેલા દેશની રીત ભાત, અને ત્યાંના માણસો, તેની રાજ્યરીતી, વિદ્યા, કળા ઇત્યાદી જોવું જોઇએ. તેમાં જે દ્વારાથી સુખનાં સાધન મળે . તે દેશાટણનું ફળ સમજવું.

દેશાટણ કરવાથી પોતાનું ચાતુર્ય વધે એવું સર્વ જાણેછે, તેવિશે શાસ્ત્રમાં કહ્યુંછે કે—

## શ્લોક.

**देशाटणं पंडित मित्रताच, वारांगना राजसभा प्रवेश;**
**अनेक शास्त्राणि विलोकितानी, चातुर्य मुलानी भवंति पंच.**

**અર્થ**—દેશાટણ કરવું, પંડિતની અને ચતુર સ્ત્રિની સોબત કરવી, રાજસભામાં જવા આવવાનો માહાવરો રાખવો, અને અનેક શાસ્ત્રનું અવલોકન કરવું. આ પાંચ સાધનથી ચતુરાઈ આવેછે.

આ બાબતમાં આપણાં દેશી લોકો ઘણાં પાછળ છે, કેટલાક તો પોતાની આખી ઉમર ચાલી જાય ત્યાં સુધીમાં પણ પોતાના દેશના જાણીતા થતા નથી, અને પોતાના શેહેરથી સાત આઠ કોસની મંજલ કરીને આસપાસનાં ગામો જોઇ શકતા નથી. ત્યારે તે પરદેસની મુશાફરી કરવાને નીકળેજ શાનો; જ્યાં સુધી આવી સ્થિતિથી મુક્ત થયા નથી, ત્યાંસુધી વિદ્યા, કળા, વેપાર, હુન્નર અને સારા નરસા કામની સમજમાં કોઈ કલ્પે જાણીતા થવાના નથી, તેમ પરમેશ્વરે અપાર શકિતથી આ સૃષ્ટીની જે ઊત્કૃષ્ઠ ( ઉત્તમ ) વસ્તુઓ બનાવી છે તે વિશે ઘણા પૂસ્તકો વાંચીએ અને સાંભળીએ તો પણ નજરે જોયા વિના તેનું ખરૂં જ્ઞાન અને ખરો લાભ મેળવી શકશું નહીં, મેહેરબાન સાહેબો આ પુસ્તક ઘણુંજ સુંદર અને પ્રીય ભાઇઓનાં દિલ ઘણાજ ખુશી થાય, તેવું રશિક અને પ્રેમ ઉપજાવનારૂં પુસ્તક બનાવ્યું છે, કે જેમા શ્લોક, લલિતછંદ, સિતાજીના મહિનાની રાગ, ઓખાહરણની ચાલ, દોહરા, ચોપાઇ, છપ્પા વિગેરે તરેહવાર રાગ રાગણીઓ તથા વાર્તારૂપી ચોપડી પ્રીય ભાઇઓની મદતથી બનાવી છે. તે વાંચીને મને બીજા ભાગની અંદર ઘણીજ મદત કરશે, એવો પુરણ ભરોંસોછે. આ પૂસ્તક બાહાર પાડવામાં મારા પ્રિય મિત્રોએ મદત કરીછે, તેનાં હું ઉપકાર માનુછું; મારી અલ્પ મતિથી આ પુસ્તક લખેલુંછે, તેમાં કાંઈ ચુક પ્રીય ભાઇઓનાં જાણવામાં આવે

તો તે મને સુધારવાને ભળામણ કરશે, અને મારી ચુક માફ કરતાં સુધારીને વાંચશો એવી આશા છે; હું વિદ્વાન નથી પણ એક ઉછરતી વયનો અભ્યાસિ છું.

**લી૦ સર્વે ભાઈઓનો ચરણરજ શેવક,**

**મેહેતા ભવાનીશંકર વી. કલ્યાણજી,**

**ગાંમ વળા.**



# શ્રી રામબાણ વચન.

## દોહા

તમે જાણોછો હરી દુરછે, ડરછે હૃદય માંહે,
અંદરતાટી કપટની, તેથી સું જણાય,
કામ ક્રોધ મદ લોભની, જ્યાં સુધી મનમાં ખાંન,
ત્યાં સુધી પંડિત મુરખો, ભવાની એક સમાન,
ઓહો પુરવનાં પુણ્ય વિણ, માગિ મળે ન ચાર,
સંપતિ સહીત શરીર સુખ, વૃદ્ધ ગુરૂ વરનાર,
ઊંચો ઊંચો સૌ ચાલે, નમતો ચાલે જો કોય,
જો સૌથી નમતો ચાલે, તે સૌથી ઊંચો હોય,
રામ લિધા યા ન લિધા, સકળ સાસ્ત્રનો ભેદ,
જ્ઞાન વિગર નરકે ગયા, કહેછે ચારે વેદ,
જાવુંછે રહેવું નથી, મરવું વિસવા વીસ,
બે દિવસ દુનિયાં ને લિધે, નહીં ભુલો જગદીશ,
કામ ક્રોધ મદ લોભ મન, એ પ્રાલબ્ધનું રૂપ,
જ્યાં જેવું બની રહે ત્યાં તેવું તદરૂપ,
જ્યાં જેનું નહિં પારખું, ત્યાં તેનું નહિં કામ,
પંડિત જન ત્યાં શું કરે, જ્યાં મુરખનું ગાંમ;
પ્રભુતાથી લઘુતા મોટી, પ્રભુતાથી પ્રભુ દુર,
કિડી સાકર લઇ ગઇ, હસ્તી નાખેછે ધુળ,
કંચન તજવો સેજછે, અને સ્ત્રિયા અન્નનો નેહ,
માન બડાઇ ઇરષા, ભવાની દુર્લભ એહ,

## મિત્રતાવિશે દોહા.

મિત્ર એવો કીજીયે, જો ઢાલ સરીખો હોય,
સુખમાં સુખ વૃદ્ધી કરે, દુઃખમાં આગળ હોય,
એવો મિત્ર ન કીજીયે, જો વિપત પડે નાસિ જાય,
જ્યાં સુધી મતલબ હોયછે, ત્યાં સુધી પ્રેમ ખતાય,
જેને બોલે બંધ નહીં, મર્મ નહીં મનમાય,
તેને સંગ ન ચાલીયે, છોડી જાય વંન માય,
કાગ કેમ કરી ધન લહે, કોયલશું કાંઇ દેત,
મધુર વચનને કારણે, જગત મિત્ર કરી લેત,
જળમાં વસે કમોદની, ચંદ્ર વસે આકાશ,
મિત્રએ મનમાં વસે, પ્રેમપ્યાસની આશ,

## કળિયુગમહા કુંડળીયો

હંસ રહે ઉપવાસીઆ, કૌવા ચાવે કપુર,
વખત ગયો સત્ય યુગનો, કળિયુગ આવ્યો પુર,
કળિયુગ આવ્યો પુર, તેણે નીચ સુહાવે,
મુરખને મળે માન, પંડિતને દુર બેસાડે,
કહે ભવાનીદાસ આજ, મારે મનએ સંસા,
કૌવા ચાવે કપુર, રહે ઉપવાસી હંસા,

## ફુલણજીનો ફુલેકો રાગ કુંડળીઆ

બંદા બહુ ન ફુલિએ, ફુલે આસો કરમાય,

જોર જુલમ નહીં કીજીએ, પ્રત્ય લોકની માય,
પ્રત્ય લોકની માય, તમાસા તગત દેખાડે
જે નર કરે ગુમાન, તે નર ખતાં ખાએ,
કહે દિન દરવેસ, સમજ હે ગાફલ ગંડે,
ફુલે આસોકરમાય, બહુ નહી ફુલો બંદે,

## પરનારી.દીપકનાં પતંગીયા રાગ સદર.

નારી દીપક દેખિને, પડ્યું જેમ પતંગ,
અતી કામવસ થઇને, આપ જલાવે અંગ,
આપ જલાવે અંગ, કાંઇ નહીં હાંસલ હોવે,
શુદ્ધ જન થઇ અશુદ્ધ, સુધર્મ કમાઇ ખોવે,
કહે ભવાનીદાસ, અનુભવ આપ વિચારી.
પડેછે દીપક પતંગ, દેખીને નારી,

## ચિંતાવાન સ્વરૂપની મુલાકાત રાગ કુડળીઆ.

ચિંતાછે મોઠી સાકણી, બેટી કલેજું ખાય,
રતી ભરી ભરી જોડિએ મો, તોલાભરિ ખાય,
તોલા ભરિ ભરિ ખાય, બળે જેમ કાચની ભઠી,
રકતમાએ બળી જાય, રહે પીંજરની ઠઠી,
કહે ભવાનીદાસ, સુણો સાજન મિતા,
તે નર કેમ જીવે, કરી નિસદિન ચિંતા,

## હડાહડ કળજુગ ( કુંડળીયો )

કળીયુગ તાગ રાજ્યમાં, થયું અંધારૂં ઘેર,
સોર કીધો કોટવાળ પોતે, ઉલટો દંડે ચોર,
ઉલટો દંડે ચોર, જોર કોટવાળ ન ચાલે,
ન્યાયાધીશ વજીર, લાંચ લે ન્યાય ન બોલે,
કહે ભવાનીદાસ, ધરમનો ન રહ્યો પાયો,
માર્યો જાયેછે ગરીબ, રાજ્ય કળજુગનો આવ્યો,

## ફકીર કોને સમજવો; દોહા.

ફીકર સહુને ખાઇ ગઇ, છે ફીકર સૈનો પીર,
જો ફીકર કશાની નહિ કરે, તો છે તેનું નામ ફકીર,
હદમાં ચાલે તે ઓલિયો, બે હદ ચાલે તે પીર,
હદ બે હદ બેઉતજે, છે તેનું નામ ફકીર,

## વશીકરણ મંત્ર; દોહા.

ભવાની મીઠા વચનથી, સુખ ઉપજે બસુ ઠોર,
વશીકરણ એ મંત્રછે, છોડીદે વચન કઠોર,
રામ રામ કહેતા રહો, ધરી રહો મન ધીર,
ભવાની કારજ સારીયે, કૃપાસિંધુ રઘુવીર,

## ભલું થવાની ભલામણ; દોહા.

મીત્ર ન કીજીએ મતલબી, ન કીજીએ મુર્ખનો સંગ,
નહી કરો મીત હેવાનથી, ઠરેકે ભજનમાં ભંગ,

મન સમજુ સગુણ, રતનપર દીજીએ તાલ,
ગ્રાહક મળે ત્યારે ખોળીયે, મીઠાં વચન રસાળ,
એક સોહાસ જો જાયછે, ચોદ ભુવનનો મોલ,
કહે ભવાનીદાસ, હાલતમે બજાવો ઢોલ,

## શ્રી ભગવતભકતીની પરમ યોગતા; કવીત.

ધુમત તંગ મતંગ ખડે, જંજીર જડે ધ્રમસેંમાં માતે,
તેજી તુરંગ સદા જીનકે, સુપવનકે વેગ સનાન ઉડાતે,
મેહેલમેં ચંદ્રમુખી અવલોકતી, બાહીર ભુપ ભરે ન સમાતે,
ઇતનોહી ભયોતો કહા ભવાની, જો જાનકી ખાતરકે રંગનરાતે,

## ભવાનીશંકર કૃત સત્સંગમહીમા; કવીત.

આદરભાવ વિવેક નહીં, ઓહી ઠોરકો તે આગ કયા ચાહિએ,
જીનસેં અપની મરજી ન મીલે, તિનસેં સદા દુર રહીએ,
ઊંચ હોઇકે કુસંગ કરોમતી, પ્રેમ સદા સત્સંગમે રહીએ,
જહાં સત્સંગ નહીં ભવાની, ઓહી ઠોર જન્મમરણમે રહીએ,

## ભુકનો ભડાકો; કવીત.

ભુખમેં રાજકો તેજ સબ ઘટગયો, ભુખમેં સુદ્ધકી બુદ્ધ હારી,
ભુખમેં કામની કામસો તજગઇ, ભુખમેં તજગયો પુરૂષ નારી,
ભુખમેં વહેવાર નહીં રહેતહે, ભુખમેં તજત પુત્ર કુમારી.
કહેત દાસ ભવાની, નહી ભજનબીન પડતહે ચારહી બેદસેં
ભુખહે ન્યારી,

# સૂરસેન અને વિરભદ્રની
# વારતા.

## ઈશ્વરસ્તુતી.

### રાગ ઝુલ્લો.

પ્રભુ મેંર કર, હંમ ઉપર;
રાખિયે હંમે તો, તું પર સબર;—પ્રભુ.
ચંદ્ર સૂર્ય તારા, પ્રકાશે ભરપૂર;
દૂરથી પ્રકાશે, ન્યાળિયે હજૂર;—પ્રભુ.
છોજી વિશ્વાધાર, ખૂબી છે અપાર;
નમન કરૈ છે, ભવાની આ વાર;—પ્રભુ.
છૈયે અંમે બાળ, તંમો પ્રતિપાળ;
આપ અંમને હિમ્મત, તું દીનદયાળ;—પ્રભુ.
હિમ્મત અંમને આપી વિઘ્ન નિવારો;
સારો આપો બોધ, અંમે તાબેદારો;—પ્રભુ.

### દોહરો.

પ્રથમ સરસ્વતી માતને નમું, ગુણપત લાગું પાય,

માતા તમે કૃપા કરોતો, આ ગ્રંથ પુરાણ થાય.
અવિચળ વાણી આપજો, મયાકરો તમો માય,
આખ્યાન કહું સુરસેન તણું, જે સત્યવાદી કહેવાય,
સાંભળતાં સુખ ઉપજે, મારી આશા પુરાણ થાય,
કરજોડીને કહે ભવાની, રક્ષા કરજો તમે માય,

## શેહેરનું વર્ણન.

કંચનપુરી નામે એક શેહેર હતું, તેનો ઘેરાવો આસરે બાર મૈલનો હતો. અને તે સઘળું શેહેર પથ્થરથી બાંધેલું હતું, અને તે શેહેરને ચાર દરવાજા હતા. શેહેરની પશ્ચિમ તરફ કાંક્ષાક્ષી નામે નદી વેહેતી હતી, તેમાં નિર્મળ અને સુશોભિત પાણી ભરેલું હતું. તેના કાંઠા લીલા ઘાસથી છવાએલા જાણે સાડીઓ સુકવેલી હોય તેવા મનને આનંદ પમાડતા હતા. તે નદિમાં કેટલાએક બ્રાહ્મણો પોતાનાં અબોટિયાં કરતા હતાં, અને કેટલાએક નાઇ ધોઇને કપાળે વિભુતી ચોળીને યોગીરાજની પેઠે સર્વ શક્તિમાન પરમેશ્વરનું ધ્યાન ધરતા હતા. અને શેહેરના કેટલી એક સ્ત્રીયો કપાળે કંકુના ચાંલ્લા, શોભાયમાન આભુષણો, ગળામાં ફુલોના હાર, માથા ઉપર ત્રાંબા પીતળનાં બેડાં, અને તેની નીચે મોતીની ઇંઢાંણીઓ રાખીને મદોન્મત્ત હાથણીની પેઠે ઝુલતી ઝુલતી નદીના નીર્મળ પાણી ભરીને પાછી ગાંમ તરફ આવતી હતી. બજાર પણ ઘણુંજ શોભીતું હતું, અને ત્યાં વેપાર પણ ઘણોજ સારો ચાલતો હતો. અને તે શેહેરની સઘળી રૈયત ઘણુંજ સુખ પામતી હતી. અને કાપડ વાળાની દુકા-

નોમાં તરેહ તરેહના કાપડ દોરીઓ ઉપર લટકાવી દીધાં હતાં. રેશમી તથા સુતરાઊ, વિચિત્ર રંગની છીંટ અને ઝરી બુટ્ટાથી ભરપુર, માહા સુશોભિત કાશ્મીરની શાલુ, પેંઠની પાઘડીઓ વિગેરે ઘણા કિંમતી લુગડાં વેચાતાં હતાં, તે બજાર દોશી વાણીઆનું કહેવાતું હતું. ત્યાંથી થોડી દુકાનો ઓળંગી ગયા એટલે પૈસાનાં મોટા ઢગલા કરી, પાઇ, પૈસા, અગધા, પાવલી, બેઆની વિગેરે લઇને બેઠેલા નાણાવટીઓ કે ઇ ઘરાક આવે તેની પાસેથી ઘણીજ ઝડપથી રૂપિઆ લઇને પૈસા તથા પરચુટન ગણી આપતા હતા. એક બાજુ ઊપર કંદોઇનું બજાર હતું, ત્યાં જલેબી, લાડવા, ઘારીપુરી, મેસુબ, હલવો, મોહનથાળ, કોપરાપાક, બરફી, પેંડા, દુધીનો હલવો બદામી હલવો વિગેરે તરેહવાર મિઠાઇઓની બાજઠપર ગોઠવેલા ખુમચાઓ મનને આનંદ પમાડતા હતા. એક તરફ કાછીઆનુ બજાર હતું, તેમા રીંગણા, ભીંડા, દુધી, ડાંગર, કારેલાં, કંટોલાં, તુરીઆં, કંદ, બટાટાં, મોઘરી, વાલપાપડી, વિગેરે તરેહવાર તરકારી વેચનાર કાછીઆ બેઠા હતા, તે મોટે સાદથી તરકારીના નામ દઈ તેની કીમત કહેતા હતા, તેની જોડમાં દાડમ, શીતાફળ, રામફળ, પેરૂ અનાસ, કેળાં, સકુરજલ, પોપૈયા, જાંબુ, લીંબુ, વિગેરે લઇને વેચવા બેઠા હતા. અને એક તરફ ગાંધી મસાલો લઇને બેઠા હતા. આ સઘળી જગ્યા મારકીટના નામથી ઓળખાતી હતી. મારકીટમાં આવનારા માણસો અને વેચવાવાળા માણસોનો ગોંઘાટ થઇ રહયો હતો. ગ્રાહકોની ભીડ હાવાથી સઘળી દુકાનો ઉપર પૈસાની ટંકસાળ પડતી હતી. અને માણસની એટલી ઠઠ ભરઇ હતી કે કોઈ ઘર

ડો માણસ શાક લેવા આવે તેને ઠેઠ દુકાનપાસે પહોચવાનો રસતો કરતાં કચરાઈ જવાની ઘણીજ ધાસ્તી રેહેતી હતી. તાલેવર લોકો જાત જાતના શાક તથા મેવો ખરીદ કરી પોતાના નોકરની ઉપાડેલી જોળીઓમાં નાંખતા હતા. એ મારકીટથી થોડે દુર જતાં સોના રૂપાનો વેપાર કરનારની દુકાનો હતી. તેમાં હાંડી, તકતા, ઝુમ્મર, જાત જાતના વાજાં, વિચિત્ર રંગની છત્રીયો, ચુડી, બંગડીઓ, ચપ્પુ, વિગેરે વસ્તુઓ લઈને વોરાલોકો બેઠા હતા. ગ્રહાકની ધામધુમ ચાલી રહી હતી. સઘળી હાફીસોમાં રંગ બેરંગી રમકડાં, ઘડીઆળો, રેશમ વિગેરે વિલાયતી અને ચિનાઇ કિમતી સામાનથી એટલી ભરેલી હતીકે તેમાં માત્ર એકજ માણસ મહા મુશ્કેલીથી ચાલી શકે એટલો રસ્તો રાખેલો હતો. તરેહલાર સામાન જોઈ કેઇ માણસનું મન હરણ્યા વિના રહેતું નહોતું. એક તરફ સફરી વેપારીઓની દુકાનો હતી, તેમાં ગાદી તકીઆ બિછાવેલા હતા. અને તેની ઊપર સફેત ચાદરો ઓછાડેલી હતી. ઘણા શેઠીઆઓ અંગપર સફેત લુગડાં માથાઊપર મુલ્યવાન પાગડી, થોડું ઘરેણુ પેહેરેલું આપ્રમાણે આભુષણો પેહેરીને શેઠલોકો રેશમની ગાદીપર બિરાજેલા હતા. અને શેઠની પાસેની ગાદીપર અનુક્રમે ગુમાસ્તાઓ બેઠેલા હતા. કેઇ નામું લખતા હતા, કોઇ શિલીકનો મેળ સંભાળતા હતા, કોઇ આવેલા રૂપીઆ સાચાછે કે જુઠા, તેનો તપાસ કરવાને એક પાસેના ગોળ પથ્થરા સાથે પછાડીને તેની સાચાઇ જુઠાઇ શોધી કાહાડતા હતા. કોઇ આવેલા કાગળો વાંચી તેની સર્વ હકીકત શેઠને કહી સંભળાવતા હતા' અને શેઠના ફરમાવ્યા મુજબ વળતો જવાબ લખતા હતા.

કોઇ બજારમાં ભાવની તપાસ કરીને શેઠને કેહેતા હતા, કોઇ શેઠને ઘેર આવેલા સગાંવાહાલાંને સાથે લઇને શેહેરની મુખ્ય મુખ્ય જાગ્ય સોબતાવતા હતા, શેહેરની વચોવચ, રત્ન ચોક હતો ત્યાં સાંજરે ગુજરી ભરાતી હતી, તેમાં દરજી, ખરાદી, લુહાર, સુતાર, વીગેરે પોતાનો સામાન લઇને બેસતા હતા, ત્યાં ખરીદદાર માણસો તથા જોવા આવનારાં માણસોથી ચોક ભરાઇ રહેતો હતો, ઠેકાણે ઠેકાણે ચડતી કળાનાં ચિન્હો અને શેહેરનાં રેહેવાશીનાં હર્ષીત વદન જોવાથી સરવે શહેરનાં માણસો સઘળે પ્રકારે સુખી હતાં, એવું જાણતાં બીલકુલ સંશય રહેતો ન હતો; આ શેહેરનો રાજા વિદ્વાન સદગુણી પ્રજા પાળક ફક્કડ ચેહેરાવાળો, જેનું મુખાર્વિંદ જોતાં સુર્યનારાયણ સ્થંભ થઇ જાય, મુછો ભનકાદાર વળેલી, તેના નીચે દાડી ઘેરાદાર, કદમા સાધારણ શરીરે પુષ્ટ, ઘઊંના રંગ જેવું શરીર, હાથઢીં ચણ સુધી લાંબા, ચાલ હંસ જેવી, એવો મહા કૃપાળું કનકસેન, નામનો કંચનપુર નગરનો રાજાધિરાજ હતો, તે સઘળી રૈયતને પોતાના, બાળકો બાળકી તરીકે ગણી અદલન્યાય આપી અલૌકીક સુખની પ્રાપ્તી મેળવવા પ્રયત્ન કરતો હતો, રૈયતના સુખસારૂ વાવ કુવા તળાવ વિગેરે બંધાવ્યાં અને બાળકોને સારૂ વિદ્યાશાળા, કસરતશાળા, પાઠશાળા, હુંનરશાળા, બળવંતબુદ્ધી થવાનાં [illegible] આપવાનાં પોતાને પાસેથી નાણાં તૈયાર કરી રાખ્યાં હતાં, તથા રૈયત પણ તેને પોતાના ખરા અંતઃકરણથી પીતા તરીકે ગણતી હતી, આ રાજાને ઘણીજ સ્વરૂપવાંન સદગુણી દયાળું અને [illegible] હતી, જેનું તેજ ચંદ્રમાં જેવું હતું, તેનું નામ કાંમાવંતી [illegible] કાંમા-

વંતી રાણી એ બાળપણથીજ વિદ્યાકળામાં લક્ષ આપેલું હતું તેથી ઘણી વાતે રાજા કનકસેનને મળતી હતી, બંને ( પુરૂષ સ્ત્રિ ) વચ્ચે ખરી પ્રિતની સજડ ગાંઠ બંધાયેલી હતી, ખરી પતિવ્રતા ધર્મ એટલે પોતાના પ્રાણપતી પ્રત્યે સ્ત્રિ એ કેવો ભાવ બતાવવો ? વગેરે સરવે ગુણ સંપત હોવાથી, રાજા તેની ઉપર ખરી કૃપા દ્રષ્ટી રાખતો અને હર-વખતે સુભ કાર્યમાં તેનો મત પુછતો હતો બંને સ્ત્રિપુરૂશનું જોડું અખંડ પ્રીતીથી ભરપુર ચાલતું હતું, એક બીજાને પરસ્પર મોટેથી શબ્દ કહે નહીં. અને ઘણીજ નમૃતા રાખતાં હતાં ત્યારે કછીઆ કંકાસ અને ગાળાગાળી બંનેજ કયાંથી ? દિનપ્રતિ દિન, પ્રીતીમાં વધારો થવાનું કારણ કામાવંતી રાણી રાજા કનકસેનની આમાન્ય પાળવામાં એક્કો હતી ! -

## શ્લોક.

**कोकिलानां मस्वरोरूपं, स्त्रिणांरूपं पतिव्रता०, ॥ २ ॥**
**विद्यारूपं कुरूपाणां, क्षमारूपंत पस्विनाम्,**

**અર્થ**—કોયલનું સ્વરૂપ સ્વરછે, અને સ્ત્રિનું સ્વરૂપ પતિવૃ-તછે, કુરૂપ માંણસનું સ્વરૂપ વિદ્યાછે, અને તપસ્વી કે તાં જે સાધુ જ-નોનું સ્વરૂપ ક્ષમાછે,પતિવ્રતને આધિન થયેલી રાણી કામાવંતી,રાજા કનકસેનના, મતને અનુસરીને ચાલતી તેથી રાજા પોતે ખુસી હતો, કહયું છે કે—

## શ્લોક.

यस्यपूत्रो शीभूतो, भार्य छंानुंगामिनी; ॥ २ ॥
वीभवेयश्चसंतूष्ठ, स्तस्य स्वर्ग इहै वहि

અર્થ—જેને પોતાનો પુત્ર તાબેછે, તથા સ્ત્રિકહ્યું કરનારી છે, અને જે વભરના વખતમાં સંતોષી રહેછે, તેને સ્વર્ગ આ લોકમાં જછે, પતિવ્રત પાળનારી અને રાજાને સરવે પ્રકારે સંતોષ પમાડનારી કાંમાવંતી રાણીને પેટ એક પણ પુત્ર ન થતો હતો, અને રાજા તથા રાંણી વાંજીઆં હતાં રાજા કનકસેંન બાલ્યા વ્યવસ્થાનો ગોર વર્ણવાળો, જેના શરીરના અવ્યવો ઘણાજ નાના તેની ઊમ્મરના સમંધમાં શોભાવનારા નાજુક હતા, રાજા કનકસેંન ચંચળ અને હસમુખો હતો, અને પોતાના દરબારમાં ઘણાજ આનંદથી સદાવર્ત તથા રોજ પુન્યદાંન કરતો હતો, આથી આખા નગરનાં માણસો ઘણાજ આનંદ મંગળ ગાતાં હતાં, અને રાજાનો જય બોલતા હતા, હવે રાજાને સરવે જાતનું શુખ હતું, પણ પુત્ર ન હતો તેથી આ શેહેરનાં માણસો શોકાતુર હતા, પછી રાજા કનકસેંન કચેરી ભરીને બેઠો અને પોતાના પ્રધાન સોમદત્તને બોલાવીને કહ્યું કે પ્રધાનજી તમેં આપણા શેહેરના પંડિતોને બોલાવો, એટલે તેને પ્રશ્ન પુછીએ, જેથી કરીને પુત્રની આશા પુર્ણ થાય, પછી સોમદત્ત વજીર રાજાની રજા લઇને પોતાના નગરના બ્રાહ્મણોને કહ્યું માહારાજ તમોને રાજા કચેરીમાં બોલાવેછે, ત્યારે

સરવે બ્રાહ્મણોને રાજાનું તેડું આવ્યું સાંભળીને ઘણોજ હરખ થયો, અને પ્રધાનની સાથે દરબારમાં આવ્યા ત્યાં રાજાએ ઘણીજ નમ્રતાથી માંન આપીને આસન ઉપર બેસાર્યા, અને કહ્યું કે મહારાજ મારે બીલકુલ પુત્ર નથી તેથી હું ઘણોજ અફસોસમાં પડ્યો છું માટે હું તમને વિનંતી કરીને કહું છું કે મહારાજ તમેં મને પુત્ર થાય તેવુ પ્રશ્ન કરીને આશીશ આપો,જેથી કરીને મારી ઇચ્છા પુરી થાય, અને તમેં જેમ કેશો તેમ કરવાને હું રાજી છું, કારણ કે પુત્રવિનાનું સંસારમાં જીવવું તે ધીકાર છે, અને મને વાંઝીઆ મેહેણાને લીધે આખી દુનિઆનું મારે માથે મેહેણું રહેછે; માટે કરીને કહું છું કે તમેં કાંઇ પણ ઉપાય બતાવો તો હું તમારૂં જીવતાંસુધી પાળણ કરીશ, અને તમારો મોટો આભાર માંનીશ, પછી આવાં રાજાનાં આગ્રહનાં વચન સાંભાળીને બ્રાહ્મણો કહે માહારાજ તમે આ રાજ પાટ છોડીને વનમાં જાઓ અને ત્યાં જઇને બાર વરસ સુધી તપ કરો જેથી કરીને તમારે પુત્રની પ્રાપ્તી થાશે; ત્યારે રાજા કહે મહારાજ હું પણ તેજ વિચારમાં છું ? આ વાત તમે મને બરાબર કહી છે, માહારાજ હું તે પ્રમાણે કરવાને ઘણોજ ખુશીછું, જો મારા ભાગ્યમાં પુત્ર હશે તો પરમેશ્વર મને પુત્ર આપશે, નહીં તો હું જંગલમાંજ આયુષ પુરી કરીશ, અને જો પરમેશ્વર મને સાહાય થાશે અને પુત્ર આપશે તો હું પાછો શેહેરમાં આવીશ આ પ્રમાણે રાજા સરવે સાંભળતાં કહી ને પછી કચેરી બરખાસ કરી? અને રાજા પોતાના મેહેલમાં આવ્યા, પોતાની રાણી કામાવંતીને કહ્યું કે મારા પ્રાણપ્રીય સ્ત્રિ હવે સાવધાન થઇને રહે જે અને રાજ્યની સંભાળ રાખજે હું પુત્રનું

વચન શંકર પાસેથી લઇને પાછો આવીશ ત્યાં સુધી પાછો આવના-
ર નથી, આવાં વચન રાજાનાં સાંભળીને રાણીને ઘણો પસ્તાવો થયો,
અને કહ્યું કે સ્વામીનાથ તમે શા સારૂં રાજ્યપાટ છોડીને જંગલમાં
જાવાની ઇચ્છા કરોછો, પરમેશ્વરને પુત્ર આપવો હશે તો ઘેર બેઠાં
મળશે, એમ કરીને રાણી રૂદન કરવા લાગી ત્યારે રાજા દિલગીર
થયો અને પછી પોતાની રાણીને કનકસેને ધીરજ આપીને સમ-
જાવી કહ્યું કે મારી વાલી પ્રીયા કાંમાવંતી સોકાતુર થા નહીં. અને
ધીરજ રાખ હું પાછો હમાણાજ આવશ ત્યારે રાણી કાંમાવંતી કહે
માહારાજ તમે જલદી આવજો પછી રાજા કહે તમે ગમે તેમ કરો
પણ હું પુત્રવિના પાછો આવું તેમ નથી, મને પુત્રનું વચન મળશે
ત્યારેજ આવીશ નહીં તો પરમેશ્વરની શેવના કરીને મારી આયુ-
ષનો છેડો લાવીશ આવાં વચમ રાજાનાં સાંભાળીને રાણી કાંમાવંતી
ઘણીજ દિલગીર થઇ અને કહ્યું માહારાજ હું તમને નહીં જાવા
દેઉ, પછી રાજાએ રાણીને ઘણી સમજાવી અને કહ્યું કે તું મને
રાજીખુશીથી રજા આપ જેથીકરીને પરમેશ્વર આપણી ઇચ્છા પુરણ
કરે પછી રાંણી કાંમાવંતી એ મનમાં વિચાર કરીને કહ્યું કે મહારાજ
હું તમને રાજીખુશી થઇને રજા આપુછું? તમેં વેહેલાં આવજો આ-
પણું કાંમ ફતે થાશે, અને આપણી ઇચ્છા પુરણ થશે, આવાં હ-
રખના વચન કાંમાવંતીનાં સંભળીને રાજા ઘણોજ હરખ પામ્યો
અને કહ્યું મારી પ્રાણપ્રીયા કાંમાવંતી હું તારી પાસેથી બાર વરસની
રજા માગીને વનમાં જાવુંછું જ્યારે બાર વરસ પુરાં થાશે ત્યારે હું
પાછો આવીશ, એટલું કહીને રાજા મેહેલનીચે ઉતરીને દાતણ ક-

કરવા બેઠો, એટલે પરમેશ્વરના બનાવથી એક ચીઠી રાજાની નજરે પડી, તે ચીઠી રાજા લઈને વાંચવા લાગ્યે, પણ તેનથી કાંઇ વંચાણું નહીં, પછી રાજા દસ વાતાને સુમારે જમીને કચેરીમાં આવ્યે, અને બ્રાહ્મણોને બોલાવીને કહ્યું કે મહારાજ આજ સવારમાં હું દાતણ કરવા બેઠો હતો ત્યાંથી આ ચીઠી મને મળી, તેમેં વાંચી, પણ મારાથી વંચાઇ નહીં, માટે કરીને તમેં, આ કચેરીના સાંભળતાં વાંચી સંભળાવો, પછી બ્રાહ્મણે ચીઠી વાંચવા માંડી, અને રાજાને કહ્યું કે રાજા સાંભળો; આ ચીઠીમાં એવું લખ્યું છે કે, હે રાજા કનકસેન, જ્યારે, તમે વનમાં જાશો, અને પછી બાર વરસેં પુત્ર થાશે, પણ, તે પુત્ર, બારવરસનો, થાશે ત્યારે, તું આંધળો, થાઇશ, પણ જ્યારે પુત્ર બાર વરસનો, થાશે ત્યારે વનમાં જઇને, ગુરૂડ પક્ષીની ચરક લાવશે અને તે તારી આંખો ઉપર, લગાવશે, ત્યારે તું દેખતો થાઈશ, ત્યાંસુધી- અંધાપો ભોગવો પડશે, પણ રાજા તારો પુત્ર ઘણુંજ દુ:ખ વેઠશે જ્યારે વિસવરસનો ઉમરનો થાશે, ત્યારે તે તારી ગાદી ભોગવશે અને તારૂં નામ અવીચળ રાખશે; એટલું વંચાઇ રહ્યું એટલે બ્રાહ્મણના હાથમાંથી ચીઠી અલોપ થઇ ગઇ તેથી રાજા ઘણોજ દીલગીર થયો પછી કચેરી બરખાસ કરીને રાજા પોતાના મેહેલમાં આવ્યો અને પોતાની રાણી કાંમાવંતીની રજા માગીને, પોતાના પ્રધાન, સોમદતને, કહ્યું કે મારા વાલા, પ્રધાનજી મારી ગાદી સંભાળજો, અને, મારી રાણીની સંભાળ રાખજો, આ રાજ પાટ છોડીને, હું પુત્રની, આશા એ, વનમાં જાઊંછું! જ્યારે પરમેશ્વર, મને, પુત્ર આપશે, ત્યારે હું વનમાંથી પાછો આવીશ, નહિંતો વનમાં ભ-

ટકીને મારી આયુસ પુરી કરીશ, આવાં કઠોર વચન સાંભળીને, પ્રધાનને, ઘણુંજ દુઃખ લાગ્યું અને ખેદ થયો. અને, પ્રધાનની આંખમાંથી, આંસુ પડવા લગ્યાં, તેથી સઘળી કચેરી સોકાતુર થઇ, અને હાહાકાર થઇ રહ્યો અને, આખી કચેરીના માણસોનાં, મોંડા ઉતરી ગયાં, આપ્રમાણે જ્યારે, પોતાની કચેરીને શોકાતુર જોઇ ત્યારે રાજાને, માઠું તો લાગ્યું પણ, હીમત રાખીને કહે. અરે મારા પ્યારા પ્રધાન તમેં દીલગીરી શું કરવાને, થાઓછો, તમને શોકાતુર જોઇને, આ કચેરીનાં માંણસપણ, દીલગીર થાયછે, માટે કરીને તમેં એકદમ, દીલગીરો થાઓમાં, એમ કહીને રાજા દોહરો કહે છે,—

**દોહરો.**

શોકકરે, દુઃખથાય ઘણું,
સાંભળો, પ્રાય પ્રજાય,
શોકકરે, ચિંતાવધે,
શોકે મન, બહુ અકળાય,

માટે કરીને મારી વાહાલી પ્રજા તમેં શોકાતુર થાઓ નહીં રાજી ખુશીથી મને રજા આપો જેથી કરીને તમારો આશિરવાદ, ફળે આ પ્રમાણે જ્યારે રાજાના મધુરવચન સાંભળ્યાં ત્યારે સરવે રૈયતે કહ્યું કે મહારાજ તમેં પાછા ક્યારે આવશો ત્યારે રાજા કહે મારી વાહાલીપ્રજા જ્યારે મને, પરમેશ્વર પુત્ર આપશે ત્યારે હું પાછો આવીશ, આપ્રમાણે રાજાના વચન સાંભળીને કચેરીનાં સઘળાં માણસો ખુશી થયાં, અને, ઘણાજ હર્ખથી, રાજાને, રજા આપી, અને કહ્યું કે, માહારાજ તમે વેહેલા આવજો, આવી રીત પોતાની, વાલી પ્રજાનાં વચન સાંભ-

ઝીને, રાજા ઘણોજ ખુશી, થયો પછી, રાજા પોતાંની, રૈતને. રજા આપીને, મેહેલમાં, ગયો, અને પોતાંની, રાણીની રજા લઇને, બીજે દિવસેં; સાંમ ઘોડા ઉપર સ્વાર થઇને, પોતાની, નગ્રીમાથી, બાહાર નીકળયો; તેવાંજ આખા શેહેરનાં, માણસો દીલગીર થયાં. તેનેહી મત, આપીને જંગલને રસ્તે ચાલતો, થયો. રસ્તામાં ચાલ્યો જાયછે, તેટમાં તેનો પ્રાંણપ્રીય દોસ્તદાર આનંદસાગર મળ્યો, તેણે કહ્યું અરે મારા પ્યારા મિત્ર, કનકસેંન આજે શામ ઘોડા ઉપર શ્વાર થઇને ફરવા નીકળ્યા, તેનું કારણ શું, અને કયાં જવાનો વિચાર ધારયો છે, ત્યારે રાજા કહે ભાઇ આનંદસાગર, મારી પાંત્રી વરસની ઉમર થઈ પણ હજુસુધી મને પુત્ર થયો નથી, માટે કરીને હું પુત્રની આશા એ વનમાં જાઉછું, ત્યારે આનંદસાગર કહે ભાઇ, હું પણ તમારી સાથે આવીશ મને તમારાવિના ઘડી પણ ચાલેતે મનથી માટે કરીને હું તો જરૂર તમારીસાથે આવીશ, અને જો તમેં મને નહી લઈજાઓ તો હું આપઘાત કરીને મરીસ, આવાં કઠણ શબ્દ રાજાએ સાંભળ્યાં ત્યારે રાજાને દુઃખ લાગ્યું અને આનંદસાગરને કહ્યું, કે ભાઇ તમેં આપઘાત કરશો નહીં, પણ હું તમને સમજાવીને કહુંછું કે જંગલમાં આવવાથી ઘણું દુઃખ પામશો, માટે હું કહુંછું તેમ કરો અને જંગલમાં આવવું રેહેવા દો તમેં આવશો તો વિઘ્ન થાશે. માટે કરીને તમેં મારૂં કહ્યું માનો પછી આનંદસાગર કહે ગમે તેમ થાય, પણ હું આવ્યા વિના રહેવાનો નથી; આવાં હઠનાં વચન રાજાએ સાંભળયાં ત્યારે રાજા કહે પ્રીય મિત્ર, તમારાં માતપીતાની રજા લઇ આવો હું અહીં ઊભોછું ? પછી આનંદ-

સાગર પોતાના માતપીતાની રજા લઇને આવ્યો હવે રાજા કનકસેંન તથા આનંદસાગર પોતાના શેહેરમાં થીનીકળીને જંગલને રસ્તે આવ્યા, જંગમાં ચાલતાં ચાલતાં રાત પડી ગઇ. એટલે એક ગંભીર વડનું ઝાડ આવ્યું તેની નીચે બે મિત્રોએ વિસાંમો કરયો અને આનંદસાગરે કહ્યું કેમીય બંધુ કંનકસેંન પેહેલો પેહેરો કરવાનો મારો વારોછે માટે તમે સુઇ જાઓ પછી તમને હું ઊઠાડીસ, આવાં મીંઠાસનાં વચન સાંળીને રાજા ઘણો ખુશી થયો, અને કહ્યું ભાઈ મને પાછો જલદીથી ઊઠાડજે એટલું કહીને કનકસેંન સુઇ ગયો, એટલે બારવાગતાંને સુમારે આનંદસાગરને પણ નિંદ્રાદેવીએ ઘેરી લીધો એટલે પરમેશ્વરના બનાવથી એક એવું કૈતક થયું કે એક મણીધરનાગ પોતાના માથા ઉપર એક ચળકતો અને તેજસ્વી મણી લઇને ચાલ્યો આવતો હતોં તે ચાલતાં ચાલતાં પેલા વડ નીંચે આવ્યો, અને જુવેછે તો બે સુંદર પુરૂષ ભર નિંદ્રામાં પડેલા દીઠા આથી નાગ ઘણોજ હરખ પાંમ્યો અને કનકસેંને હાથનોઝાટકો માર્યો કે તરતજ નાગે ડંસ કર્યો અને કનકસેંનને ઝેર ચડ્યું પછી નાગ રસ્તે પડયો એટલે સવાર થયું પછી આનંદસાગર ઉઠીને જુએછે તો પોતાના મિત્રને ઝેર ચડેલું જોયુંઆથી તે ઘણોજ દિલગીર થઇને વિલાપ કરવા લાગ્યો ;

**લલીત**, છંદ,

અરર હાયરે, પ્રાંણ જાયરે,
મિત્ર વિનાં હવે દુઃખ થાયરે, ૧

અરે પ્રભુ તમે, આ શું કર્યો રે કેર,
તમારી સાથ રે, મેં શું કર્યું છેવેર, ૨
મુજ મિત્રને તમે, નાખ્યો છે દુઃખમાં,
ફરતા હતો સદા, ચેન સુખમાં, ૩
ઓ પ્રભુ હવે દેની હાથ રે,
મેળવતુ ઈહાં મુજ મિત્ર પ્રાંત રે, ૪
અરે પ્રભુજી મેં, શાં કર્યા છે પાપ,
મુજ મિત્ર વિયોગથી, થાય ઘણો સંતાપ, ૫
ઓ પ્રભુ હવે, કર સાહેતા,
આપીને સુખ તું. ટાળ આપદા, ૬

અરે મારા પ્યારા મિત્ર, કનકસેન, તમે મને એકલો મુકીને અહીં કેમ સુતા છો, અને મને કેમ જવાબ દેતા નથી, અરે ઇશ્વર અરે પ્રભુ, શો કજબ કર્યો એહો પ્રભુ આ મારા પ્યારા મિત્ર કનકસેનનો તેં પ્રાંણ લીધો ઓ ઇશ્વર શું તમે મારા મિત્ર કનકસેનથી, છુટો પાડવાનો વિચાર ધાર્યો છે. નાના એમ નહીં બને અરે પણ પરમેશ્વર તમે મને સાહાય થાઓ, નહીં તો આ મારો પ્રાંણ તમારી ઉપર કાડી દઉં છું, નહીં તો મારા પ્યારા મિત્ર કનકસેનની સાહેતા કરો આ પ્રમાણે આનંદ સાગર શોક કરતો બેઠો છે, એટલામાં મણીધર નાગ આવ્યો, અને આનંદ સાગર ને ડંસ કરયો, એટલે તેને ઝેર ચડી ગયું અને પૃથ્વી ઉપર પડયો.

## દોહરો.

નાગ થયો ત્યાં, ચાલતો,

કરી કનક સું વેર,
આવી ઘાંચીની, છોકરી,
ચુસગ્ય તેનું ઝેર, ૧
વિદ્યાવંત છે કામની,
ચતુર શીરોમણી નાર,
બાળ કુંવારી સુંદરી,
સોધવા આવી ભરથાર, ૩

પછી કનકસેન, અને આનંદ સાગર, બે જણા ઝેરમાં પડયા છે. એટલામાં ઘાંચીની છોકરી, કે જેનું નામ, વીરબાઇ હતું, તે ત્યાં આવી તે બાઇ ઘણીજ શુંદર અને વિદ્યાવાન હતી, તે બાઇઆ બે સુરવીર પુરૂશને જોઇને. ઘણોજ મોહ પાંમી અને પરમેશ્વરને કહે હે પરમેશ્વર આ પુરૂશ તમે સજીવન કરો તો હું તમારો ઘણોજ ઉપકાર માનીશ કહેવત છે કે, ધીરજ મોટી વાત છે? મેં જ્યારે ધીરજ રાખી ત્યારે આવા સુભાગ્ય પુરૂશનો ભેટો થયો; પણ હે પરમેશ્વર તેને ઝેર ચડયું છે, તેનો ઉપાય બતાવો તો, મારૂં કામ પુરણ થાય અને હું તમારો મોટો આભાર માનીશ, તમારી કૃપાથી, આ પુરૂશનો ભેટો થયો છે? માટે કરીને, મારા ઉપર દયા કરો, આથી એકાએક ગંભીરવાણી, આકાશમાંથી થઇ, અને કહ્યું કે હે બાઇ તું હમણા તારે ઘેર જા. આજથી પાંચમે દિવસે આ બે પુરૂશ સજીવન થાશે, એટલું સાંભળીને વીરબાઈ ઘાંચણ કહે માહારાજ તમારી મારી ઉપર પુરણ કૃપા થઇ, એટલું કહીને પોતાને ઘેર ગઇ. પછી આંહી કનકસેન તથા આનંદ સાગરનું શું

થયું, તે સાંભળો, પછી જે નાગ ડંસ કરી ગયો હતો, તેજ નાગ પાછો આવ્યો, અને કનકસેન તથા આનંદ સાગર, પડયા હતા તેને જોઇને નાગને દયા આવી અને આનંદ સાગરનું ઝેર ચુસી લીધું ? એટલે, આનંદ સાગર થોડી વારે ઉભો થયો, અને જુવે છે તો, જબરો અને ઝેરી નાગ, આનંદ સાગરની નજરે પડયો, તેવોજ આનંદ સાગર કંમરમાંથી તરવાર કાઢીને મારવા જાય છે, તેવીજ આકાશમાંથી વાણી થઇ અને કહ્યું.—

## દોહરો.

ધિક ધિક તુજ અવતાર છે,
ધિક તુજ માતને તાત,
જેણુ તુજ પ્રાંણ ઉગારીઓ,
કરે તેનો આપઘાત, ૧

ઝેર ચુસન કર્યું તાહેરૂં,
આંણી મન ઉલ્લાસ.
તેનો ગુણ તું માનીને,
કર તેનો વિશ્વાસ, ૨

વિશ્વાસ કરેથી કામ સરે,
રહે નિત્ય તુજ પાસ,
તુજ મિત્રનું દુઃખ નિવારશે,
કરશે દુઃખનો નાસ, ૩

એટલું કહીને, આકાશવાણી બંદ થઈ આવી ગંભીર વા.

ણી સાંભળીને આનંદસાગર વિચારમાં પડયો અને કહ્યું કે, આ કોઇ દેવતાઇ નાગ છે, અને તેણેજ મને તથા મારા મિત્રને ડંસ કરયો હતો, પણ પરમેશ્વરની કૃપાથી, એ મારૂં દુઃખ નિવારણ કરવા આવ્યો હોય એમ જણાય છે, એટલું કહીને આનંદસાગર બે હાથ જોડીને ઉભો રહ્યો, અને કહ્યું કે હે માહારાજ મારો ગુંનો માફ કરી અને મારી ઉપર કૃપા દ્રષ્ટીથી જુઓ, અને મારા મિત્ર કનકસેનને આ વિકટ ઝેરનાં સંકટમાંથી ઉગારો, આવાં નમ્રતાના વચન સાંભળીને નાગને વાચા થઇ અને કહ્યુ કે, અરે સુરવીર પુરૂશ તારો મિત્ર કનકસેન આજથી બીજે દિવસે આ ઝેરના દુઃખમાંથી સજીવન થાશે, એટલું કહીને નાગ અલોપ થઇ ગયો, એટલે બીજે દિવસે કનકસેન, આળસ મરોડીને ઉભો થયો પછી આનંદસાગર ઘણોજ ખુશી થયો, અને પોતાના પ્રીય મિત્ર કનકસેનને ભેટી પડયો અને બેઉ મિત્રને ઘણોજ આનંદ થયો, અને આનંદસાગર કહે.—

## દોહરો.

સત્ય સત્ય પરમેશ્વર,
સત્ય તણો આધાર,
સત્ય થકી સુખ ઉપજ્યું,
સત્યે મિત્ર થયો હુશિઆર,

એટલું કહીને, કનકસેન તથા આનંદસાગર ત્યાંથી ચાલ્યા અને થોડે દુર ગયા એટલે બે મિત્રને ભુખ લાગી એટલે, એક સરોવર પાસે ગયા અને ત્યાં તળાવની પાળ ઉપર વિસરામ કરયો,

પછી આનંદસાગર કહે મીય ભાઇ તમે આહીં બેસો, હમણાં હું ફળ લઇને આવું. પછી કનકસેન કહે ભાઇ ખુશીથી જાઓ, પણ પાછા જલદી આવજો, હું આહીં બેઠો છું, પછી આનંદસાગર પોતાના; મિત્રની રજા લઇને, ફળ ફુલ લેવા ગયો, પછી એવો બનાવ બન્યો કે, જે ઘાંચણ પાંચ દિવસની મુદતે પોતાને ઘેર ગઇ હતી, તે પાછી જ્યારે પાંચ દિવસ પુરા થયા, ત્યારે આવી અને જુવે છે તો રાજા કનકસેનને એકલો જોયા, ત્યારે ઘણીજ ખુશી થઇ અને રાજા તરફ આવી, હાથ જોડીને ઉભી રહી, અને રાજાને કહ્યું માહારાજ તમેં મારી સાથે લગન કરો આવાં વચન સાંભળીને રાજા ઘણોજ હરખાયો, અને જેવો ઘાંચાણ સાંમુ જુવે છે કે તરત મોરછા આવી ગઇ. પછી અરધી કલાકે રાજા ઉભો થયો, અને પોતાના મન સાથે વિચાર કરવા લાગ્યો કે, ઓહો પરમેશ્વર આ સ્રીનું રૂપ શું તમે બનાવ્યું છે.—

## રાગ ઓખાહરણી,

સજ્યા સોળ અંગે શણગાર,
તેની શોભા તણો નહીં પાર; ૧

મોતી દાણા વેણી માંહિ ચલકે,
કીરનાસીકા વાળી ઝળકે; ૨

ભાલે કંકુની ટીલડી કીધી,
આંખે અંજનની રેજ લીધી; ૩

હાર કૌસ્તુભ કોટ બીરાજે,
જેની કાંન્તિથા ચંદ્રમા લાજે; ૪

કરકંકણ ચુડોને ગજરા,
પાય નેપુરવાગે મધુરા ૫

કટી મેખલા કેડ વિશે છે,
રત્નજડિત્ર અગુલિ કજેછે; ૬

મુક્તા રત્ન રહ્યા શીર ખુલી,
જાણે પુષ્પ ઘટે વેલ જુલી, ૭

રક્ત રંગશો મુખે બિરાજે,
નીચા હાસ્યથી જોઇ જોઇ લાજે ૮

ડોલે મદ પુર્ણા માતંગી.
લાંબુ અંગને કેડછે વંકી; ૯

મંદ હાસ્ય કરી પદ ભરતી,
પટપાલવલઇ સીર ધરતી; ૧૦

પટ છોડીને બાહેર ઠમકી,
જાણે આભ માંહે વીજ ચમકી, ૧૧
અબ્જ નૈણીના નયણનો મટકો,
નો હોય તેમ બાણનો ચટકો; ૧૨

હે પરમેશ્વર, જેની વેણીની અંદર તરેહ તરેહનાં મોતી લગાવી દીધાં છે, અને જેના નાકની અંદર સુંદર મોતીથી જ-

ડેલી વાળી લટકી રહી છે, રક્ત જે લાલબિંબ જેવી કંકુની ટીલડી કપાળની અંદર સોભા આપી રહીછે, અને નેત્રની એટલે આંખની અંદર કાળોકાજળ પણ સોભા આપી રહ્યો છે. કે જેની શોભાનો પારજ નથી; કે જેની કોટે તરેહ તરેહનાં પુષ્પના હાર કેવી શોભા આપી રહ્યા છે જેના રૂપથી ચંદ્રમાં પણ લજ્યામાન થાય જેના કોમળ હાથની અંદર કંકણ ચુડી અને તરેહ તરેહના ગજરા શોભા આપીરહ્યા છે, અને જેના પગની અંદર કડલાં તોડા નેપુરનો ઠમકાર થઇ રહ્યો છે; જેની કંમર ઘણીજ પાતળી અને મૃગલીના જેવી શોભા આપી રહી છે; જેના માથા ઉપર મેતી તથા રત્ન ઝુલી રહ્યા છે, જાણે કે એક ફુલની શુ સોભીતરરચના આવી રહી હોય તેવું જણાયછે જેના ગાલનો રંગ રાતો સુશોભીત છે. અને જેની ચાલથી મૃગલીઓ લજ્યામાન પામે જેવો કે શેશ નાગ ઝુલતો હોય તેવી રીતે ઝુલતી ઊભી છે, જેનું સરીર લાંબું અને કેડ ઘણીજ વાંકી સુશોભીત રચના આપી રહીછે; ઘણીજ હાસ્યથી પૃથ્વી ઉપર પગ ભરતી અને પોતાની સાડી જમીન ઉપર લટકતી તેને સંકોરતી અને ઊંચું જોઈને ચાલતી કે જેની ચાલ હંસસ માન જણાય છે; એવી રીતે કે આભની અંદર જેમ વીજલી ચમકતી હોય તેમ સોભા આપી રહી છે; જેના નેણના મટકો કેવોછે કે જાણે વીજલીનું બાંણ ચમકતું ન હોય એવી રીતે આસ્ત્રી સોળે સાણગાર સજીને ઉભી છે. હે પરમેશ્વર તમે મારા ઉપર પુરણ કૃપા કરીને આ સ્ત્રી એકાંન્તની વેળા એ નમુંના દાખલ નાવી હોય તેમ જણાયછે, એટલું કહીને રાજા પેલી સ્ત્રીને વગળી

આગયો એટલામાં આનંદસાગર ફુળ લઇને આવ્યો, કે તરતજ પેલી સ્રીને જોઇને તે મોહિત થયો પણ પોતે ઘણોજ ચતુર અને હુશીઆર હતો, તેથી પોતે ધીરજ રાખીને રાજાને કહ્યુ અરે મહારાજ આ સ્રી આહીં શું કરવા આવી છે, ત્યારે રાજા કનકસેંન કહેપ્રીય બંધુ આનંદસાગર આ સ્રી મારી સાથે લગન કરવાનું કહેછે, ત્યારે આનંદ સાગર પેલી સ્રિને, પુછી જોયું ત્યારે વીરબાઇ કહે હા માહારાજ મારે તેની સાથે લગન કરવાં છે, આવાં વચન સાંભળીને આનંદસાગર રાજાને કહે. પ્રીયબંધુ આ સ્રીના સંગ કર્યાથી ખુવાર થાશું. એટલું કહીને, આનંદસાગર રાજાના સાંભળતાં, પેલી સ્રીને કહે છે;

## દોહરો.

આનંદ કહે સુણ પ્રેમદા,
કરે વખાંણ શાં મોય;
નારી કોની છે નહિ;
તું પણ કોની ન હોય, ૧

જસજીવજર સમરપતાં,
તન મન ધન, દઅંદ.
પ્રેમદા પોતાની નહિં,
કબુ અક જીવ લઅંત. ૨

આનંદ સાગર કહે અરે બાઇ તું તારા મોડાનાં વખાણ કરીશ, તેમાં તારૂં કાંઇ વળે તેમ નથી તું શું કરવાને જકર કરશો, મારે

સ્ત્રિ કોઇની છે નહીં. પારકી સ્ત્રિસાથે પ્યાર કરીને તેને પોતાના જીવ કરતા પ્યારી રાખીને પૈસા ટકા માલમતા ઘરબાર સોંપી દઇએ તો પણ કોઇ દીવસ જીવ લીધાવગર રહે નહિં માટે કરીને તું અહીંથી જા. આવાં વચન સાંભળ્યાં ત્યારે કુંવારી વિરબાઇ કહે છે—

છપ્પા;

વરવિના જે નાર
સતિપણું નવ સુજે,
વરવિના જે નાર.
બુદ્ધિ એક નવબુજે,
વર વિના જે નાર.
આ ભુષણ અંગે નવ એ
વર વિના જે નાર,
લાજ સૌતે નીલોપે.
વર વિના જે નારીઓ,
તસ્કરથી ઓછું તોલછે.
ભવાની કહે સ્ત્રિ જ્યાં એકલી,
બહુ અવગુણના બોલછે. ૩

અરે વજીર સુત આનંદસાગર હું બાળ કુંવારીછું તમેં મારી ઇચ્છા પુરણ કરો, ને નારી પુરૂશ વિનાની છે, તેને કશી વાતેં સતી પણું સુજતું નથી જે બાયેડી પુરૂશવીનાની છે, તેના સરીરને એક પણ શણગાર શોભા આપતો નથી. જે સ્ત્રિ પુરૂશવિનાની છે તેની

લાજ આખું જગત લોપેછે, જે નારી પુરૂશવિનાનીછે. તેનું તોલ ચોરથી પણ ઓછુ છે. માટે કરીને હે પ્યારા મધાનજી તમેં મારી સાથે આ રાજા કનકસેંનનાં લગ્ન કરાવો, એટલું સાભળીને આંનંદસાગર વિચાર કરવા લાગ્યો, કે આવા અઘોર વગડાની માહે સ્ત્રિ એકલી આવીશ કે નહીં, માટે મને આ સ્ત્રિ કારણ જેવી લાગેછે. તે છેતરવાને સારૂ સ્ત્રિનું રૂપ લીધુછે, એવો વિચાર કરીને રાજાને કહયું કે માહારાજ આ સ્ત્રિ નથી પણ કોઇ જંગલની ડાકણ જેવી લાગેછે માટે કરીને તમેં એની ઉપર મોહીત થઇ જાઓ નહિં અને તમેં એની સાથે લગન કરશો તો પછવાડેથ તમને પસ્તાવો કરવો પડશે, માટે કરીને મારૂં કહ્યું માનો અને કામ વિચારીને કરો; પછી કનકસેંન કહે. ગમે તેમ થાય પણ હું તેની સાથે લગન કર્યા વિના રહેવાનો નથી, તમાંરી ધ્યાનમાં આવે તેમ તમે કરો પછી આનંદ સાગર કહે, ભાઇ મારૂ માનોનહિં તો દુઃખ થાશે, તમેં સાંભળેાા હું તમને એક દોહરો કહુ

## દોહરો.

પત્નિના સંગથી, થાશે ઘણાં વિઘન,<br>
માટે રાજન સાંભળો, સત્ય કહું છું વચન, ૧

માટે એને પરહરો, આણી મન ઉલાસ,<br>
સત્ય થકી તમેં માનજો, કહુંછું સાચી વાત ૨

આ પ્રમાણે જ્યારે આનંદસાગરે દોહરો સભળાવ્યો ત્યારે કનકસેનને રીસ ચઢી, અને આનંદસાગરને કહયું અરે દુષ્ટ આવા વ-

ખતમાં તું ખરાબ વચન કહીને આવી કોમળ સ્રિનો ત્યાગ કરાવછો, જા જા ચંડાળ હું તારૂં મોડું નહીં જોઉ બહુ ગડબડ કરીશ તો તારો જીવ લઇશ જુવો પ્રીય ભાઇઓ પોતાનો પ્યારો અને જીવ કરતાં વાહાલો મિત્ર આનંદસાગર હતો પણ જ્યારે સ્રી મળતી હતી ત્યારે પોતાના પ્યારા મિત્રનો ત્યાગ કરવાનું કર્યું જ્યારે કોઇને ખરી વાત કરીએ છીએ ત્યારે તેને ખોટું લાગેછે. પણ તે માણસ આગળથી વીચાર કરતા નથી કે આપણે પારકી સ્રીના સંગથી સુખી થાશું કે દુઃખી તેનો વીચાર કરતા નથી અને એકદમ આંધળા થઇને ખાડમાં પડેછે; જ્યારે આનંદસાગરે કનકસેનને સાચું કહયું ત્યારે ખોટું લાગ્યું પણ પછવા ડેથી કનકસેનને પસ્તાવો ઘણોજ કરવો પડશે; જ્યારે રાજાએ આનંદસાગરને ખરા વચન કહ્યાં ત્યારે તેને રીસતો ચડી પણ પોતે ઘણો ચતુર હતો તેથી મનમાં વિચાર કરીને કહે અરે પ્રાય બંધુ કનકસેન તમેં આ કામ ઘણુંજ ગેરવાજબી કરોછો; હું તમને વારે વારે સમજાવીને કહુંછું પણ તમેં માંનતા નથી અને પાછળથી તમારે પસ્તાવો કરવો પડશે;—

## દોહરો.

સાહસ કર્મ કર્યા થકી.
હેય હર્ષનો નાસ,
પરસ્રીના સંગથી.
જાશે સઘળી આશ;

અરે મારા પ્યારા મિત્ર કનકસેંન તમે વિચારવગરનું કામ

કરોછો પણ તમારા સઘળા હુંનરનો નાસ થાશે માટે મારૂં કહ્યું માનો અને પરસ્ત્રીનાસંગમા સઘળી આશા નીષફળ થાશે, જો હું તમને ઘણુંજ સમજાવીને કહુંછું, તે સાંભળો; લંકાનો રાજા રાવણ હતો તેણે જનની માતા જાનકી તેનું હરણ કરીને લાવ્યો હતો અને છેવટે જગતપીતા રામચંદ્રજી એ વિષ્ટી કરવા સારૂ અંગદને મોકલ્યો દુષ્ટી કરમનો કરનારો રાવણે પોતાનો અહંકાર છોડયો નહિ ત્યારે રામચંદ્રજી એ તેના કુળસહીત તેનો નાસ કર્યો, અને હંસનાપુરનો રાજા દુસાસન તેણે દ્રૈપતિના ચીર આખી સભા દેખતાં તાણ્યાં અને સતિની આબરૂ લેવા બેઠો હતો પણ શ્રીકૃષ્ણ પર્માત્મા એ સતિનું સત્ય રાખીને ચીરપુર્યાં અને દુસાસણના આખા કુળનો નાસ કર્યો, અને છેવટે સત્યવાદી પાંડવોને રાજ્ય સોપ્યું; એવી રીતે જે માણસ પરસ્ત્રિનો સગ કરેછે તે દુઃખી થાયછે માટે તમે એનો સંગ કરવો રહેવાદો, નહીં તો દુઃખી થાશો, જુવો તે માણસ હોય તો પણ તેનો સંગ કરવો ઘટતો નથી આ જાતની ચુડછે, એ સ્ત્રિનો વેસ લઇને આવીછે, તે તમારો જીવ લેશે એટલું રાજાને આનંદસાગરે સમજાવ્યું પણ માન્યો નહીં; છેવટે રાજા કહે તું ગમે તેમ કર પણ હું તેને છોડું તેમ નથી, પછી આનંદસાગર વિચાર કરવા લાગ્યો કે આ રાજા સ્ત્રિઉપર મોહિત થયો છે, માટે માને તેમથી પછી આનંદસાગર કનકસેંન બેજણ પેલી સ્ત્રિને લઇને ચાલ્યા એટલે રસ્તામાં આવતાં એક બોરડીનું ઝાડ આવ્યું, ત્યારે રાજા કહે આનંદસાગર આ બોરડી ઉપર ઘણુંાંજ સુંદર બોર છે, માટે મને લેવા આપ ત્યારે આનંદસાગર

કહે, ભાઇ તમેં ચાલતા થાઓ હું બોર લેઇને, આવું છું પછી કનક-સેંન અને વીરબાઇ સ્રિ, બેજણા ચાલવા લાગ્યાં પછી આંનંદસાગરે પેહેલાં તો પોતાના ધોતિઆંને કાંણાં પાડયાં અને પછી ધોતિઆંમાં બોરડીના પાતરાં ભરીને આનંદસાગર કનકસેન પાસે ગયો, એટલે કનકસેન કહે, ભાઇ આનંદસાગર તું બોર લાવ્યો ત્યારે આનંદસાગરે ધોતિયું ઊઘાડીને દેખાડયું, અને રાજાને કહ્યું કે મહારાજ ધોતીયું બોરડીમાં ભરાયાથી ફાટી ગયું અને રસ્તામાં આવતાં બોર પડી ગયાં અને આ પાતરા ખોળામાં રહ્યાં; એટલું સાંભળીને રાજા બોલ્યો કે આનંદ સાગર તું મને હમણા ઠગછો અને હેરાન કરછો, પણ આ સ્રિનું શેહેર આવશે ત્યારે હું તને શીક્ષા કરીસ હમણાં તારૂં રાજ્ય છે. તારી ધ્યાનમા આવે તેમ કર, પછી આનંદસાગર કહે. માહારાજ હું ગામમાં આવું ત્યારે તમે મને ફાંસીનો હુકમ આપજો પણ હમણા તો મારો હુકમ તમારી ઉપર ચાલે છે! હું મારી મરજીમાં આવશે તેમ કરીશ, એટલું કરીને ત્રણેજણાં ચાલ્યાં એટલે રસ્તાંમા મોટા મોટા પર્વતો આવ્યા, તે પરવતની વચમા ચાલવાનો રસ્તાં આવ્યો, એલેટ આનંદસાગર રાજાને કહે. હે રાજા આ પર્વત ઉપર રસ્તો સારો છે, માટે કરીને તમેં ત્યાંથી ચાલો ત્યારે રાજા કહે. તારે ઉપરથી જાવું હોય તો તું ઊપરથી જા, અમેં નીચેથી, ચાલશું ત્યારે આંનંદસાગરે રાજાનો હાથ પકડીને ઉપર લઈ ગયો, અને ઉપરને રસ્તેથી નીચે ઉતાર્યા. તેવાજ બે સામ સામેના પર્વત ભેળા થઇ ગયા, અને ટેકરી જેવું થઈ ગયું, તે જોઇને આનંદસાગરે વિચાર્યું કે જો અમે નીચેથી ચાલ્યા હોત તો નકી અ-

મારા ત્રણેનો ઘાણ નીકળીજાત પણ પરમેશ્વરે મને સારી મતી આપી કે અમે ઉપરથી ચાલ્યા; પછી આ ત્રણ જણ ધાંચી નાગામમાં આવ્યા; એટલે આનંદસાગરે વિચાર કર્યો કે રાજા આ દરવાજાની અંદરથી આવશે તો તેની ઉપર પડશે, અને રાજા મરણ પામશે, માટે રાજાને ગમે તેમ સજાવીને અહિં બેસાડું ને પછી હું ગામમાં જઇને સામઇયું લઇને આવું પછી અમે શેહેરમાં જાશું, એવો વિચાર કરીને રાજાને આનંદસાગર કહે હું હમણાં આવુંછું? એટલું કહીને આનંદસાગર, શેહરમાં ગયો અને ત્યાંના મજુરોને કહ્યું કે અરે મજુરો તમે આ શેહેરનો દરવાજો તોડી નાખો હું તમને સવા લાખ રૂપીઆ આપીશ; ત્યારે મજુરો કહે ઠીક છે. તમે જઇને દરવાજો તોડવા મંડી જાઓ, અને તમને કોઇ પુછે કે તમે આ દરવાજો શું કરવા તોડોછો, ત્યારે તમારે કહેવું કે આ દરવાજો જુનોછે, માટે તેને તોડીને ફુલનો દરવાજો કરાવીએ છીએ આપ્રમાણે કેંજો અને દરવાજો તોડીનાખજો એટલામાં હું આવુંછુ; એટલું કહિને આનંદસાગર ફુલબાઇ માલણને ત્યાં ગયો, અને કહ્યું કે મોટીમા તમેં મને આપણા ગામના દરવાજા જેવો દરવાજો ફુલનો બનાવી આપો તો હું તમને પાંચસોરૂપિઆ આપીશ આથી ફુલબાઇ માળણ ઘણી રાજી થઇને આનંદસાગરને કહ્યું કે તમે જાઓ હું હમણા ફુલનો દરવાજો બનાવીને લાવુંછું? એટલું કહિને આનંદ સાગર કહે તમેં આપણા ગામના દરવાજા પાસે લાવજો. હું ત્યાં જાઉછું; એટલું કહીને આનંદસાગર કનકસેન પાસે આવ્યો એટલે મજુરોએ દરવાજો તોડીને ફુલનો દરવાજો ગોઠવીને, તૈયાર કર્યો એટલે આનંદસાગર

કહે માહારાજ હવે શેહેરમાં ચાલો, ત્યારે રાજા કહે. તમે સામઈ-ચું લેવા ગયાહતા, તે ક્યાં છે, ત્યારે આનંદસાગર કહે મહારાજ તમે ચાલો, પછી રાજા તથા આનંદસાગર પેલી સ્ત્રિને લઈને શેહેરમાં આવ્યા, જેવાં શેહેરમાં આવ્યા તેટલામાં રાજાના માથા ઊપર ફુલનો દરવાજો પડચો એટલે રાજાને જરા જોખમ તો થયું પણ કાંઈ બોલ્યો નહિં પછી શેહેરમાં જઈને આંદસાગરને કહયું તેં મને રસ્તામાં હેરાન કર્યો તેનો તું જવાબ આપ તેનું કારણ શું હતું, કે મારા કહ્યા પ્રમાણે તું ચાલ્યો નહીં તેનું કારણ કહે ત્યારે આનંદ-સાગર કહે મહારાજ જેનો ઉપર તમે મોહિત થયા છો, તેજ તે તો ડાકણછે, અને તે તમને છેતરવા સારૂં સ્ત્રિના વેસ લઈને આવીછે તે તમારો જીવ લેશે તેમાં ફરક નથી; સાંભળો એક દીવસે હું સુતો હતો ત્યારે મને સ્વપ્નું આવ્યું તેમાં મને માન સુકન થયા ને એવું સુચ-વ્યું કે તમે એક દીવસે એક ડાકણની સાથે લગન કર્યા અને તેની સાથે ઘણીજ પ્રીતી બંધાઈ ત્યારે મેં તમને કહયું માહારાજ તમેં તેનો સંગ કરવો છોડી મુકો ત્યારે તમેં મારી સાથે લડાઈ કરી, તેમાં મેં તમોને જોખમ કર્યું એટલે તમેં મને ફાંસીનો હુકમ કર્યો ત્યારે હું રીસાઈ ગયો એટલે તમેં પાછો મને બોલાવ્યો પછી આપણે રસ્તા-માં ચાતાં એક બોરડીનું ઝાડ આવ્યું ત્યારે તમેં કહયું કે આ બોરડી ઉપર બોર ઘણાજ સરસ છે માટે મને લાવી આપ ત્યારે મેં તમને બોરને બદલે તેના પાતરાં લાવી આપ્યાં, તેનું કારણ એ હતું કે તે બોરડી ઘણીજ ઝેરી હતી, અને તેના બોર પણ ઝેર ભરેલાં હતાં એટલે મેં વિચાર કરચો કે રાજા બોર ખાશે તો મરણ પામશે

માટે કરીને પાંતરાં લાવીને તમને બતાવ્યાં; અને રસ્તે ચાલતાં જે પરવતોની હાર આવી હતી અને તેની વચમાંથી જે માર્ગ જતો હતો તે માર્ગમાં એવું લખ્યું હતું કે જે માણસ આ રસ્તેથી આવશે તે આ પરવની અંદર કચરાઇને મરણ પાંમશે, માટે કરીને તે રસ્તે ચાલવાની ના કહિ, અને આ શેહેરના દરવાજો તમારી ઉપર પડે અને તમને જોખમ થાય તેટલાં સારૂં ચુનાનો દરવાજો તોડાવીને ફુલનો દરવાજો ન બાંધ્યો. તો પણ તમારી ઉપર પડ્યો અને જોખમ થયું, આપ્રમાણે મને સ્વપ્નું આવ્યું હતું, તે સરવે સાચું પડ્યું, અને મેં તમનેં એટલા વિઘનમાંથી ઉગાર્યા અને તમારૂં જીવનું જોખમ થવા આપ્યું નહી આ વાત મેં તમને સાચે સાચી કહીછે માટે તમારી મરજી પડે તેમ કરો, અને હું કહુંછું કે તું તેનો સંગ મુકી દે; અને આ વચન મારાં તમને આગળ સાંભરશે, અને પસ્તાવો કરવો પડશે, આ પ્રમાણે રાજાએ આનંદસાગરનાં વચન સાંભળયાં ત્યારે રાજાને રીસ ચડી અને આનંદસાગરને કહ્યું કે અરે લુચ્ચા તું મને ઠગછો અને હજુ સુધી આ કોમળ શ્રિનો ત્યાગ કરવાનું કહો છો; માટે કરીને હું તુને ફાંશીનો હુકમ આપુંછું? એટલે ફરીથી તું મારા કામની અંદર વિઘન પાડે નહીં,

## દોહરો.

ગુણ કરે અવગુણ થયો,
રાજાને મન સાર,
આગળ તેજ ન સમજશે,
તે ગુણનો ઉપકાર, ૧

એટલું કહીને આનંદસાગરને ઘણી રીસ ચડી અને પોતાના ઘર તરફ જવાનો વિચાર કર્યો; પણ પછી આનંદસાગરનાં મનમાં વિચાર થયો કે હજી રાજાને મારૂં કામ ઘણું પડશે. માટે હું ઘેર જાવું તો રહેવા દઉં, અને આજની રાત શેહેરની અંદર રાજાથી છાંનો રહું, પછી જોઊ કે રાજા અને સ્ત્રિ બે જણ શું કરે છે; એટલું કહીને આનંદસાગર બજારમાં ગયો અને પોતાને ભુખ લાગેથી થોડી મીઠાઇ લઇને ખાધી, અને રાતની રાત સુઇ રહયો; હવે બીજે દિવસેં રાતનાં, રાજાને સ્વપ્નુ આવ્યું ને માન સુકન થયાં; અને એવું આવ્યું કે રાજા વાવનીં અંદર ઉતરયો એટલે પેલી સ્ત્રિ રાજાને ધકો મારીને અલોપ થઇ ગઇ; એટલામાં રાજાનીં આંખ ઉઘડી ગઇ, અને ચારે પાસે જોયું તો કાંઈ નજરે પડતું નથી, એટલે ઘણોજ દુઃખી થયો, અને એક છપ્પો કહયો ?—

## છપ્પો.

નાર પાપણી એક,
સ્વપ્ને પરણ્યો જ્યારે,
ખોયો પ્રાંણ તે સાથ,
દુઃખ ઉપજ્યું ત્યારે, ૧

સ્વપ્ન વાત પળ એકની,
કર્યો મને ખુવાર,
દાસ ભવાની એમ કહે,
લીધો પરસ્ત્રિનો સાર,

એમ કહીને રાજા પેલી સ્ત્રિને લઇને એક વાવ પાસે ગયો, અને વાવની અંદર ઉતરીને રાજા પાણી પીવા લાગ્યો, એટલે પેલી ઘાંચીની છોકરીનું રૂપ લઇને આવેલી ડાકણે રાજાને ધકો મારયો, તેવોજ રાજા વાવમાં પડી ગયો. અને જોખમ થયું; અને તે ડાકણ અલોપ થઈ ગઇ. જે પ્રમાણે રાજાને સ્વપ્નું આવ્યું હતું તેજ પ્રમાણે આ વાવમાં થયું. આ તમાસો આનંદસાગર દુર ઉભો ઉભો જોયા કરતો હતો, તે જ્યારે ડાકણ અલોપ થઇ ગઇ; ત્યારે આનંદસાગર, રાજાપાસે ગયો, ને આ પ્રમાણે કહ્યુ ?—

## દોહરો.

સાંભળ રાજા કનકસેંન,
કહું છું તુજને વાણ,
કહ્યું ન માન્યું માહરૂં,
થયો તું દુઃખીઓ જાણ, ૧

પાંમ્યો દુઃખ નીચસંગથી
જો તું વિચારી પેર,
તુજને મેં ઉગારીઓ,
તેં ખોટો કીધો કેર, ૨

હુકમ કરયો મુજને ઘણો,
ફાંસીનો તેવાર
વિચાર કરીને સમજ મન,
તુજ મિત્ર તણો આધાર, ૩

એટલું કહીને આનંદસાગરે રાજાને વાવમાંથી બાહાર કાડયો, અને તેને એક બાજુ ઊપર લઇ ગયો, અને ત્યાં તેને શેક કરયો, એટલે રાજા કનકસેન જરા હુશીઆર થયો અને શરીરનું ભાન આવ્યું એટલે આંખો ઉઘાડીને જોયું તો પોતાનો મિત્ર આનંદ સાગર નજરે પડયો, આથી રાજા કનકસેન આનંદસાગરને જોઇને ઘણોજ હરખ પાંમ્યો, અને તેને ભેટી પડયો, અને રાજા ઘણોજ સરમાઇને આનંદસાગરને કહ્યું કે મેં તમારૂં કહ્યું માન્યું નહિં અને મેં તમને ફાંસીનો હુકમ આપ્યો, તે ગુનો તું માફ કરજે' આવાં વચન આનંદસાગરે સાંભળ્યાં ત્યારે કહે રાજા તમે કશી ફીકર કરશો નહીં, અને હવે જે કામ કરો તે વિચારીને કરજો. કહેવત છે કે ચાર વાર વિચાર એકવાર કર એવી રીતે આ કહેવત ઉપર ધ્યાંન રાખવું. એટલું કહીને આનંદસાગરે, રાજા પાસે રજા માગીને પોતાના નગરતરફ, રવાના થયો, અને રાજા કનકસેને જંગલનો રસ્તો લીધો. એમ ચાલતાં ચાલતાં કનકસેન એક અઘોર જંગલમા આવ્યો, ઘણા દિવસનો ચાલેલો તેથી ઘણોજ થાકી ગયો હતો તેથી એક ગંભીર વડના ઝાડ નીચે આરામ લેવાનો વિચાર કરીને, ત્યાં વિસામો નાખ્યો, ત્યાં એવી જુકિત હતી કે પાણીનું સુંદર તળાવ હતું અને તેની આસપાસ ફુલનાં ઝાડ શોભી રહ્યાં હતાં. તરેહ તરેહનાં પક્ષી પણ મધુર સ્વરથી ગાન કરી રહ્યાં હતાં, આવી શોભની જગ્યા જોઇને રાજા ત્યાં વિસામો લેવા બેઠો, અને નાઇ ધોઇને થોડાં ફળ લાવીને ખાવા બેઠા એટલે આકાશમાંથી વાંણી થઇ અને કહ્યું કે હે રાજા કનકસેન તું હમણાં ફળ

ખાઇશમાં તું જે કામ કરવા આવ્યો છે, તે કામ પુરૂ થાય ત્યારે ખાજે નહીં તો તારી મેહેનત ફાકટની જાશે આવી વાણી સાંભળીને રાજાએ ફળ ખાધાં નહિં અને થોડું પાણી પીને, વડનીચે એક રાત્રી રહયો, બીજે દિવસે રાજા સવારમાં ઉઠીને ચાલવા લાગ્યો એટલે એક ઘણુંજ સુંદર અને સુશોભીત શંકરનું દેવળ આવ્યું તે દેવળ પાસે જઇને, રાજા જોવે છે તો જળાધારી સહિત માહાદેવની મુર્તિ રાજાની દ્રષ્ટીએ પડી, આથી રાજા ઘણોજ હર્ખ પાંમ્યો, અને મન સાથે વિચાર કરીને કહે છે હવે મારો જન્મારો સફળ થાશે. માટે કરીને હું આ દેવની આસ્તા રાખીને ભક્તિ કરૂં, એમ ધારીને રાજા પોતાના ઘોડાને ઝાડ સાથે બાંધીને, રાજા માહાદેવના દેવળમાં આવ્યો, અને શંકરને આરતી ધુપ કરીને રાજા કંમળ પુજા કરવા લાગ્યો, અને સાંજ પડી એટલે રાજાએ પોતાનું શીર તરવારથી કાપીને શંકર ઉપર ચડાવી દીધું. હવે રાતના બાર વાગ્યા એટલે શંકરે આવીને રાજાનું માથું ધડ સાથે ચોંટાડી દીધું અને શંકર અલોપ થઇ ગયા, એટલે સવાર પડી અને રાજા ઉભો થયો, અને વિચાર કરયો કે મેં કાલે મારૂં શીશ કાપીને શંકર ઉપર ચડાવ્યું હતું અને આજ પાછું મારા ધડ ઉપર સજીવન છે, તેથી મને એમ જણાય છે કે આ શંકરે મને સજીવન કરયો છે. માટે તેની શેવના કરયાથી મારૂં ફળ જાય તે મનથી, એવો વિચાર કરીને રોજની માફક રાજા કમળપુંજા કરવા લાગ્યો, એમ તપ કરતાં બાર વરસ પુરા થયાં, એટલે રાજા કહે માહારાજ તમારો ઉ ાર હું બાર વરસ સુધી તપશ્યા કરીને આ મારો જન્મા

રાખોએ તો પણ તમેં મને સાહાય થાતા નથી, માટે ફરીને હું કહુછું કે માહારાજ તમેં મને સહાય થાઓ નહિં તો આ મારો પ્રાણ તમને અરપણ કરૂંછું. એમ કહીને રાજા પોતાની કેડમાંથી તલવાર કાઢીને તરતજ પોતાના શીરનું જોખમ કરવા જાય છે કે તરતજ શંકર પ્રસન્ન થયા અને કહ્યું કે હે રાજા આ શું કરછો તું એકદમ કેમ ગભરાય છે, હું તુને પ્રસન્ન થયો છું, હવે તારી મરજી પડે તે માગી લે, આવી રીતે શંકર પોતે ચતુરભુજ ધારણ કરીને, રાજાને દરશન આપ્યાં, આવી રીતે રાજા શંકરને પ્રસન્ન થયા જોઈને ઘણોજ હર્ખ પામ્યો, અને શંકરનાં ચરણારબિંદમાં જઇ પડયો, તેવોજ રાજાને શંકરે ઉભો કરયો, અને કહ્યું કે, અરે રાજા કનકસેન માગ માગ હવે તારી ઇચ્છા પુર્ણ કરવાને આજ તારી ઉપર તૃષ્ટમાન થયોછું, ત્યારે રાજા કહે, માહારાજ મારી અવસ્થા વૃધ્ધ થવા આવી પણ હજુ સુધી મારે પુત્ર થયો નથી, માટે હું તમારી પાસેથી, પુત્ર માગું છું, માટે કરીને તમેં મને પુત્ર આપો બીજું કાંહી હું તમારી પાસેં માગતો નથી, ત્યારે શંકર કહે હે રાજા તુને પુત્રનું, સુખ નથી, અને તું પુત્ર શા સારૂ માગે છે બીજું જે જોઇએ તે માગી લે. ત્યારે રાજા કહે માહારાજ મારે રાજ્ય છે પાટ છે સ્ત્રિઓ છે પૈસા છે સરવે છે, પણ એક પુત્ર નથી, માટે તમે મને પુત્ર આપો, મારે પુત્રનું સુખ નથી જોતું મારે મારૂ વાંજી આ મેહેણું ભાંગવુંછે, માટે હું તમારી પાસેથી પુત્ર માગું છું, ત્યારે શંકર કહે હે રાજા, તું ઘેર જા તુને બુદ્ધીવાન પ્રાક્રમી અને હુશિઆર પુત્ર થાશે અને તારી ગાદી

પાસ્રુ તેજ ભોગવશે; પણ તુને તે પુત્રનું સુખ નથી, એટલું ક-
હીને શંકર અલોપ થઈ ગયા, અને રાજા ખુશી થઇને શંકરની
પુજા કરીને પોતના નગ્ર તરફ ચાલતો થયો; રસ્તામાં ચાલતા એક
અલકાપુરીનગરી આવી; તે નગરીમાં રાજા રાત રહયો, પછી બીજે
દીવસે રાજા પોતાના નગર તરફ ચાલ્યો, રસ્તામાં ચાલતાં ચાલતા
૭ મહિના થઇ ગયા; હવે રાણી કામાવંતી પોતાના મન સાથે વિ-
ચાર કરીને કહે છે કે રાજાને બારબાર વરસ થઇ ગયાં, તો પણ
આવ્યા નહીં, તેનું કારણ શું! એમ કહીને રાણી કામાવંતી
કલપાંત કરવા લાગી, જ્યારે રાણી કલપાંત કરવા લાગી ત્યારે આખા
શેહેરમાં હાહાકાર થઈ રહયો, અને આખા શેહેરના માણસો રાજા-
ની વાટ જોયા કરેછે; પછી કામાવંતી રાંણી કહે. અરે મારી પ્રીય
દાસી, ચંપા હજુ સુધી રાજા આવ્યા નહીં, માટે કરીને તુ દરબા-
રમાં જઇને પ્રધાનને કહે કે રાજાની સોધ કઢાવે ત્યારે દાસી
કામાવંતીની રજા લઇને રાજદરબારમાં આવીને પોતાના પ્રીય પ્રધા-
નને કહ્યું કે પ્રધાનજી તમે રાજાની શોધ કઢાવો,નહીં, તો રાણી પો-
તાનો પ્રાંણતજશે; માટેકરીને તમે રાજાની શોધ કઢાવો પછી પ્રધા-
નજી પોતના સીપાઇઓને બોલવીને કહયું કે અરે મારા પ્યારા સી-
પાઇઓં તમે જંગલની અંદર રાજાની સોધ કાડવા જાઓ અને રા-
જાનો પતો મેળવો એવાં વચન પ્રધાનજીનાં સાંભળીને સીપાઇઓ
તૈયારથયા અને જંગલમા રાજાની સોધ કરવા આવ્યા; એમ જંગ-
લમાં ફરતાં ફરતાં સીપાઇઓની દ્રષ્ટી એ રાજા પડયા તેવાજ સી-
પાઇઓ ઘાણાજ હરખાયા; એટલે રાજા પોતાના સીપાઇને જોઇને

ઘણોજ હર્ષ પામ્યો; અને પોતાની રાણી કામાવંતીના તથા પ્રધાન સોંમદનના તથા પોતાના શેહેમાં વસનારા માણસોના સમાચાર પુછ્યા ત્યારે શિપાઇઓ એ ઘણીજ ખુશી ખબરના સમાચાર આપ્યા ત્યારે રાજા ઘણોજ ખુશી થયો, પછી સીપાઇઓ કહે માહારાજ તમેં આ- પણી નદી પાસે વડનું ઝાડ છે ત્યાં ઊભા રહેજો. એટલે અમેં શેહેરમાં જઇને તમારા ખુશી ખબર આપીએ અને તમારી સામેં સા- મયું લઇ આવીએ. પછી તમેં વાજતે ગાજતે શેહેરમાં આવજો. આ પ્રમાણે જ્યારે રાજાએ પોતાના સીપાઇના મધુર અને મીંઠા વચ- ન સાંભળીને ઘણોજ હર્ષ પામ્યો, અને સીપાઇઓને, ઘણીજ ખુ- શીથી, રજા આપીને કહયું મારા પ્યારા સીપાઇઓ તમેં ખુશીથી ન- ગ્રમાં જાઓ અને મારા ખુશી ખબર આપો પછી સીપાઇઓ રાજાની રજા લઇને શેહેરમાં આવ્યાં અને પોતાના પ્રધાન સોંમદતને કહયું કે, અરે પ્રધાનજી આપણા રાજા આ શેહેરની નદીમાં ઊભા છે તેની સામેં તમેં સાંમયું લઇને ચાલો ત્યારે પ્રધા- નજી રાજા આવ્યાની વાત સાંભળીને ઘણાંજ હર્ખાયા અને પોતાના સીપાઇઓને કહયું તમેં મેહેલમાં જઇને રાણીને રાજા આવ્યાની ખબર આપો એટલું કહીને પ્રધાનજી ઘોડા હાથી ગાડીઓ રથ પા- લખીઓ વિગેરે તરેહ તરેહનાં વાજિત્રી તૈયાર કરવા લાગ્યા અને સીપાઈ મેહેલમાં જઇને રાણીને રાજા આવ્યાની ખબર આપી એટલે રાણી તથા દાસીઓ ઘણી ખુશી થઈ અને શાણગાર સજવા લાગી, સાણગાર સજીને મોતીના થાળ ભર્યાં અને આખા શેહેરનાં માણુસોતથા બાઈડીઓ રાજાને સામયું કરવા ચાલ્યાં, હવે પ્રધાનજી

આખા નગ્રના માણસો બાહાર નીકળ્યા એટલે રાજા પ્રધાનની નજરે પડયો તેવાજ પ્રધાનજી રાજાને જઇને ભેટી પડયા, અને આખા શેહેરના માણસો રાજા મળ્યા, પછી રાજા પોતાની રૈયત સહિત હાથી ઉપર સ્વારી કરીને વાજતે ગાજતે શેહેરમાં આવ્યા, અને રાજાને ગાદીએ બેસાડયા, બારવરસે રાજા ઘેર આવ્યા એટલે આખા શેહેરમાં જયજયકાર થઇ રહ્યો; અને બ્રાહ્મણોને ગાયોના તથા સોનારૂપાના દાન આપ્યા અને આખા શેહેરમાં રાજાએ એવો ડંકો પીટાવ્યો કે ચાર દીવસ સુધી કોઇએ ઘરમાંથી ધુમાડો બાહાર કાડવો નહીં, અને ગામના જાંપે સરવે રૈયતને જમવા આવવું. એટલું કહીને રાજા પોતાના મેહેલમા આવ્યા; અને અહીં પ્રધાનજી એ ગામની અંદર ચરૂ નાંખ્યો, અને પોતાના આખા શેહેરની રૈયતને ચાર દિવસસુધી જમણ આપ્યું અને જયજયકાર થયો; હવે ચાર દિવસસુધી રાજાને ત્યાં સર્વે રૈયત જમી અને સૌપોત પોતાને ઘેર ગયા; પછી રાજાએ પોતાની પ્રીય રાણી કામાવંતીને બોલાવીને તેને મળ્યો, અને પરસ્પર ઘણોજ આનંદ થયો, પછી રાજા તથા રાણી બેઊજણા પોતાના રંગમેહેલમાં ગયાં, રાજા કનકસેન કહે અરે મારી પ્રાંણપ્રીય કામાવંતી હું આજ બાર વરસે પુત્રનું વરદાન લેઇને આવ્યોછું હવેથી તારે પરમેશ્વર ઉપર ભરોંસો રાખવો; ત્યારે કામાવંતી રાણી કહે માહારાજ હું સદાકાળ પરમેશ્વર ઉપર આધાર રાખીને બેઠીછું; અને તમેં શંકરની પાસે વરદાન માગ્યું ત્યારે શંકરે તમને વરદાન આપ્યું તે પુત્રથી આપણને સુખ છે, કે દુઃખ તે તમે પુછી જોયું ત્યારે રાજા કહે, હે રાણી કામાવંતી

તે પણ મેં શંકરને પુછી જોયું ત્યારે શંકરે કહ્યું કે, રાજા તું પુત્રનું સુખ માગેછે, પણ તારા નસીબમાં પુત્રનું સુખ નથી, ત્યારે મે કહ્યું કે મારી સ્રિને સુખ છે કે નહીં ત્યારે સંકરે હાપડી અને પછી અલોપ થઇ ગયા; એટલું કહીને રાજા કચેરીમાં ગયા અને પોતાના પ્રધાનને પાસે બેસાડીને સરવે હકીકત કહી સંભળાવી, એવી રીતે રાજા પુત્રનું વરદાન લઇને ઘેર આવ્યા અને રાજગાદી ઉપર બેસીને પ્રજાનું પોષણ કરવાનું વચન આપ્યું એવી રીતે સરવે શેહેરનાં માણસો તથા રાજા ઘણાજ હરખથી દીવસ કાડેછે; હવે અહીં કામાવંતીરાણી, પરમેશ્વરની કૃપાથી ગર્ભવંતી થઇ અને ગર્ભ રહ્યો, પછી, નવમાસ પુરા થયા; એટલે કામાવંતી રાણીને આશો સુદી સરદ પુનમની રાતે માહ તેજસ્વી અને કાન્તીવાન પુત્ર જન્મ્યો; પછી બીજે દીવસે પોતાની દાસી ચતુરાને બોલાવીને કહ્યું કે અરે મારી પ્યારી દાસી તું રાજાપાસે જઇને પુત્ર જન્મ્યાની વધામણી આપ પછી દાસી દરબારમાં આવીને રાજાને વધામણી આપીને દાસી રાણીપાસે આવી પછી બીજે દિવસે કચેરી ભરીને રાજા બેઠો અને પોતાના શેહેરના મોટા મોટા પંડિતોને બોલાવ્યા અને બ્રાહ્મણોને દાન આપ્યાં; પછી રાજાએ પંડીતને કહ્યું કે માહારાજ આજે રાતે રાણીને પુત્ર જન્મ્યો છે, તે વખતે ચોઘડીવું કેવું હતું અને તેની જન્મોત્રી કરી આપો અને તેનું નામ શું પાડવું તે બતાવો, પછી પંડીતો રાજસભા સાંભળતા પુત્રની જન્મો ત્રિકરી અને રાજાને કહ્યું કે માહારાજ પુત્ર ઘણાજ શુભ નક્ષત્રમાં જન્મ્યાછે અને ઘણાજ બુધ્ધિવાન માહમી અને ભાગ્યવાંત છે. અને તેનું નામ ઘણુંજ સારૂં આવેછે માહારાજ

તમેં સુરસેન પાડો કારણ શું કે તે ઘણોજ સુરવીર પુરૂશ થાશે, માટે કરીને તેનું નામ સુરસેંન પાડો પણ તમારે તે પુત્રનું શુખ નથી, અને જો તેની આંખો ઉઘડશે અને તમારૂં મુખ દેખશે તો તરતજ તમેં અંધાપો પામશો; આ પ્રમાણે રાજાને જન્મોત્રિ કરી આપી પછી રાજાએ પંડીતને એક હુજાર સોનાની મોહોરો તથા પાઘડી વીગેર શેલાં ઘણો સરપાવ આપીને પંડીતોને ખુશી કર્યા; પછી પંડીતે ખુશી થઇને, પછો પોતાને ઘેર ગયા; પછી રાજા કચેરી બરખાસ્ત કરીને પોતાની પ્રીય રાણી કામાવંતીના મેહેલમાં ગયા અને ત્યાં જઇને પોતાનો પુત્રને જોઇને ઘણાજ ખુશી થયા. પણ નીશ્વાસ-નાંખ્યો અને પોતાના મનથી કહેવા લાગ્યો કે અરે પરમેશ્વર તમેં સુસોભીત અને સુંદર પુત્ર આપ્યો છે. પણ તે પુત્રનું મને સુખ નથી તો મારે તેમનું શું કામછે એટલું કહીને રાજા પોતાની રાણી કામા-વંતીને આવીને કહે અરે મારી પ્રાણપ્રીય રાણી આ પુત્રનું મારે સુખ નથી. માટે કરીને તેને જંગલમાં મુકી આવવાની રજા આપ. તે તે પુત્ર બાર વરસ જંગલમાં રહેસે. એટલામાં મારી વ્યવસ્થા પુરી થાશે. પછી મને અંધાપો મળશે તો કશી ફકર નથી. અને અંતે તે પુત્ર મારો ગાદી ભોગવશે. એવું વરદા મને શંકરે આપ્યુ છે! આવાં વચન સાંભળીને રાણી કામાવંતી કહે માહારાજ આવું સુંદર અને ઉછરતી વનું બાલક તમેં કોને આધારે જંગલ-માં મોકલવાનું કહોછો; હજુ તો તેને જન્મ થયા ને બે દિવસ થયા છે; અને તમેં આવું શું બોલોછો! ત્યારે રાજા કહે હે રાણી આ પુત્રને હું પરમેશ્વરના આધારે સોંપીશ તું મને રજા આપ જેથી

ફરીને હું પુત્રને જંગલમાં મોકલાવી આપું ત્યારે રાણી કહે માહા- હારાજ ગમે તેમ થાય પણ હું પુત્રને જંગલમાં મોકલવા સારૂ તમને નહિં આપું તમારી મરજી પડે તે મકરો, પછી રાજા કનકસેંન કહે ગમે તેમ થાય પણ તું તારો હઠ છોડીને પુત્રને જંગલમાં મોકલાવવાનીરજા આપ નહીં તો હું તારો જીવ લઈશ. પછી રાણી એ જ્યારે આવાં કઠોર વચન રાજાનાં સાંભળયાં ત્યારે રાણી કલપાત કરીને બોલી કેહે પરમેશ્વર મારો આધાર તમારી ઉપર છે. માટે તમાંરી મરજી પડે તેમ કરો; પછી રાણી પોતાના પુત્ર સુરસેંનને સોંપીને પોતે વિલાપ કરવા લાગી.—

## સીતાજીના માહિનાનો રાગ.

પુત્ર મારા તમે આજ વનમારે સિધાવતાં,
તુજ વિયોગે ઓ પુત્ર ભોજન નથી ભાવતાં. ૧

માટે પુત્ર મારારે ઓ પ્રાણ દુઃખ ઘણું થાંય છે,
તુજ વિયોગ કરીને જીવ મારો જાય છે. ૨
અરે પુત્ર વિનાનુંરે જીવવું ધિકછે સંસાંરમાં,
અરે ઇશ્વર તમે રે આજ સહાય કરજો વનમાં. ૩

મુજ પુત્ર છેનાનું રે બાળ સુધ્ધ નથી સરીરની,
દુષ્ટી ઘણો થયોછે રાજન બુધ્ધી ફરી તે હની. ૪

માટે અરજ કરૂંછું હું ઇશ જોડી બે હાથ હું,
તેની શાહેકર જો પ્રભુ છોરે જગતતાત તું. ૫

અરે ઇશ્વર મારા પ્રાણ આધાર પરમેશ્વર આમારા બાળક સુરસેંનની રક્ષા કરજો, હે ભક્તવછલ ભગવાન તમે જગ્તના પીતા છો, તમને હું હાથ જોડીને કહુંછું કે હે પરમેશ્વર તમેં મારી અબળાની અરજ સાંભળીને આમારા કોમળ પુત્રની રક્ષા કરજો, અરે રાજા કનકસેંન અરે તમેં કાંઇ વિચાર કરતા નથી, આ કોમળ પુત્ર સારં બાર વરસ વનવાસ જાવું પડયું હતું અને તમેં આ શું કોપ-કરવા માંડયોછે, મારા પ્યારા પુત્રને દેશવટો આપોછો, અરે પરમેશ્વર હુવે મારી સંભાળ કોણ કરશે, અરે જગ્તનીયંતા પરમેશ્વર તમેં મારા પુત્ર સુરસેંનની રક્ષા કરજો, આ પ્રમાણે કલપાંત કરીને રાણી કામાવંતી મોર્છાગત થઇ અને રાજા કનકસેંન પોતાના પુત્રને લઇને દરબારમાં આવ્યો પછી રાણી મોર્છામાંથી ઉઠીને પરમેશ્વરની પ્રાર્થના કરવા લાગી,—

**લલીત** છંદ,

અરર ઓ પ્રભુ દુઃખતો થયું,
જો બનમાહેરૂં સરવે ગયું ૧

પુત્ર વિના હવે જીવી શું કરૂં,
નિશ્ચ્ય હાથથી હું પ્રભુ મરૂં. ૨

અરે પ્રભુ મને દુઃખ થાયરે,
પુત્ર વિઓગથી જીવ જાયરે. ૩

ઓ પ્રભુ હવે દેની હાથરે,
મેળવતું ઇહાં મુજ પુત્ર સાથરે. ૪

નહીં તો માંગ હું આપીને મરૂં,
પુત્રવિના હવે જીવી સું કરૂં. ૫

અરે ઇશ્વર઼ ઓ પ્રભુ તમેં મારી તથા મારા પુત્રની સાહેતા કરો, ઓ દિનબંધુ દાતાર પરમેશ્વર હું હાથ જોડીને તમારી સ્તુતી કરૂં છું કે મારા પુત્રની સંભાળ કરજો, એવી રીતે રાણી કામાવંતી શોક કરતી પોતાના મેહેલમાં બેઠી હવે રાજા પોતાના પુત્ર સુરસેનની મને સંભાળ કરી પોતે બેઠા, અને પ્રધાનજીને હુકુમ કર્યાં કે પ્રધાનજી આપણા સીપાઇને અહીં બોલાવો, પછી પ્રધાનજી સિપાઇને બોલાવી લાવ્યાં સિપાંઇ રાજા પાસે આવીને કહે મહારાજ તમેં શું કહોછો?

**રાજા**—અરે જમાલખાં તુમ ઇધર આઓ એ લડકેકું તુમ ટોપલેમે રખકે જંગલમેં છોડકે આઓ;

**જમાલખાં**—માહારાજ મેં જંગલમેં નહિં જાયગા ક્યા તુમારી અકલ ગુમ ગઇ ક્યા એ કુંમલા બાલ કકુ તુમ જંગલમેં છોડનેકા કહેતેહોકે એ લડકેકુ જંગલમેં છોડ કે હત્યા હમ નહિં લેગા તુમારી ખુશીમેં આવે તો હમારેકુ નોકરી રખો નહીં તો હમ જાતેહેં તુમ ઓ કરીમ ખાંનકું બુલવાઓ ઓ જાયગા, ઓહુ મારેસે જાસ્તી પગાર ખાતાહે;

**રાજા**—અબે કરીમખાં તુમ ઇધર આઓ, એ છોકરેકુ જંગલમેં છોડકે આઓ;

**કરીમખાં**—અબે રાજા ક્યા તુમ હમારેકુ પાપમેં ડાલતેહો

ક્યાં હમ નહિં જાયગા તુમારી ખુશી હોવેતો હમારેકુ નોકરી રખો કુછ તુમારી નોકરીકી પરવાર હે ક્યા હમ તુમારી નોકરરીકે બાસ્તેં હત્યામેં પડેગા ક્યા તુમ ઓ તુમારા માનીતા ઊલુખાં હે ઊનકું બુલાવો ઓ ઓ હમારેસે જાસ્તી પગાર ખાતા હે ઓ જાયગા.

**રાજા**—ક્યા તુમ હમારા કામ નહીં કરેગા અચ્છા પીછુ તુમારી બાત હે. ( એટલું કહીને રાજા ઊલુખાંને બોલાવે છે, અને ઊલુખાં આવેછે?)

**રાજા**—ઓ ઊલુખાં તુમ એ બચ્ચેકું જંગલમેં છોડ આ તેરા પગાર મેં જાસ્તી કરેગા,

**ઊલુખાં**—મહારાજ મેં જંગલમેં એ લડકેકું છોડનેકુ જાતાહું હમારેકુ ઇનામ ક્યા દેતાહે;

**રાજા**—તેરેકુ સવાલાખ રૂપિઆ ઇનામ દેગા તુમ એ લડકેકુ જંગલમેં છોડ આ,

**બધાસિપાઇ**—દેખો અપનેકુ કુછ ઇનામકા નામ લીયા ઓ ઈનકા માનેતા હોતા તો ઉસકુ ઇનામ દેગા, ( એમ કહીને સીપાઇ પોતાને ઘેર ગયા ) પછી ઊલુખાં, સુરસેનને જંગલમાં લઇ ચાલ્યો એટલે પછી પછાડેથી આખા શેહેરમાં હાહાકાર થયો. અને બધા માણસો શોકાતુર થયા; હવે ઊલુખાં સુરસેનને જંગલમાં લઇ જઇને વડના ઝાડના પોલારમાં ટોપલો મુકીને પાછો નગર તરફ આવ્યો.

હવે પરમેશ્વરના કરાવવાથી એવા બનાવ બન્યો કે સુરસેનને દુખુખાં વડની ઝાડની પોલારગાં મુકી ગયો હતો, તે પોલારમાં સિંહ રહેતો હતો. તે સિંહ ચારો કરવા ગયો હતો એટલે આ સુરસેનને સિપાઈ પોલારમાં મુકીને ચાલ્યો ગયો, પછી થોડી વારે સિંહ ચારો કરીને આવ્યો, અને પોતાની ગુફામાં જઇને જોવેછે તો એક બાળક રડતું પોતાના નજરે પડ્યું. એટલે પરમેશ્વરની કૃપાથી સિંહને દયા આવી અને પોતાના મન સાથે વિચાર કરીને કહે છે કે અરે પરમેશ્વર તમેં મારી પાસે આ બાળક ક્યાંથી મોકલ્યું હું વનચર પ્રાણી છું હવે મારાથી તેની સંભાળ કેવી રીતેથી થઈ શકશે, અને જોહુ તે બાળકને મારીસ તો મને બાળ હત્યા લાગશે પણ ખરે હું તે બાળકને મારીશ તે મને બાળ હત્યા લાગશે તો પાછે તેનું નીવારણ કરવાનું કાંઇ સાધન નથી જેવી પરમેશ્વરની ઇચ્છા હશે તેમ થાશે, પણ એક વાતનો વિચાર કરવો પડેછે શું કે આ બાળકને ખાધા સારૂં જોઇએ તે હું ક્યાંથી લાવીશ આવા કુમળા બાળકથી કાંઈ ફળફુલ તો ખવાય નહિં, તેને દુધ હોય તો તેનું પોશણ થાય, એવો વિચાર કરેછે એટલામાં પરમેશ્વરના બનાવથી એક રબારી બકરાં ચરાવતો તે સિંહની નજરે પડ્યો આ જોઇને સિંહ ઘણોજ હખ પામ્યો અને મનમાં વિચાર કર્યો કે આ બાળક દુધ વગર મોટું થાય તેમ નથી, માટે કરીને પરમેશ્વરે આદાવ ઠીક આપ્યોછે તેમાંથી એક સરસ બકરી લઇ આવું એટલે તે બાળકનું પોષણ થાશે, એમ કરીને એક વડવાઇ તોડીને નીચે મુકી, પછી સિંહે એક ફાળ ખપ મારીને બકરાના ટોળામાં ગયો અને તેમાંથી એક

ઘણીજ સુંદર બકરી પકડીને પોતાના રેહે ઠાણુ પાસે લાવીને વડ-વાઇથી કરીને બકરીના પગ બાંધી લીધા, અને સિંહે સુરસેંનને ગુફામાંથી બાહાર કાડયો અને બકરીના આંચળ સુરસેંનના મોડામાં મુકયાં કે તરતજ સુરસેંન જરા શાન્તિ પામ્યો પછી સિંહ બકરીના સારૂ ચારો લેવા ગયો; અને તરેહ તરેહનો ચારો લાવીને બકરીની મોડા આગળ નાખ્યો, અને બકરીની ઘણીજ સંભાળ કરવા લાગ્યો, એવી રીતે સિંહ સુરસેંનનું પોષણ કરવા લાગ્યો, એ રીતે કરતાં સુરસેંન પાંચ છ વરસનો થયો, એટલે પછી પોતાના હાથવટીં, જ્યારે ભુખ લાગે ત્યારે બકરીનાં આંચેળ પકડીને ધાવતો એમ કરતાં સાત વરસનો થયો ત્યારે જંગલની અંદર ફરવા લાગ્યો; અને ઘણીજ રમુજથી ખ્યાલ કરતો અને જંગલના પશુઓ સાથે ખેલ કરતો, બીજે દિવસે સાંજે સિંહ ચારો કરીને આવ્યો એટલે સુરસેંનને રમતો દિઠો એટલે સિંહ ઘણોજ આનંદ પામ્યો; અને સુરસેંનને કહ્યું કે કેમ ભાઇ હવે કાંઈ બકરીનું કામછે. ત્યારે સુર-સેંન કહે અરે ધર્મ પીતાજી હવે બકરીનું કાંઇ કામ નથી, માટે ક-રીને તેને છોડી મુકો. આવાં મધુર વચન સુરસેંનનાં સાંભળીને સિંહ ઘણોજ ખુશી થયો. અને બકરીને છોડી મુકી કે તરતજ બકરી પોતાના ટોળાંની અંદર ગઇ એટલે ગોવાળ બકરીને જોઇને ઘણોજ ખુશી થયો, પછી બીજે દિવસેં સુરસેંન, જંગલમાં ફરવા ગયો, ત્યાં પોતે એકલો ફરતો હતો, તેથી તેને કાંઇ ચેન પડતું નહિં પછી પોતાના મન સાથે વિચાર કરવા લાગ્યો, કે પરમેશ્વર મને એક મિત્ર મેળવે તો ઘણું સારૂં થાય એવી રીતે વિચાર કરીને પાછો પોતાની

ગુફા તરફ આવ્યો; હવે પરમેશ્વરની ઇચ્છાથી એવો બનાવ બન્યો કે સુરસેંના બાપના પ્રધાનનો છોકરો, કે જેનું નામ વિરભદ્ર હતું તે એક દિવસેં શિકાર ઊપર ચઢી ગયો, એટલે તેની નજરે એક હરણી આવવાથી તે હરણી પછવાડે વિરભદ્ર સીકાર કરવા ગયો એટલે હરણી નાઠી તેની પછવાડે વિરભદ્ર પણ દોડયો એમ કરતાં સાંજ પડી ગઇ અને વિરભદ્ર રસ્તો ભુલી ગયો, પછી મનસાથે વિચાર કર્યો કે રસ્તો ચુકી ગયો છું હવે મારે ક્યાં જાવું માટે ચાલ આ વડના ઝાડની નીચે જઇને રાતની રાત સુઇ રહું, એમ કહીને જેવો વડના ઝાડ તરફ જાયછે કે સુરસેંન તેની નજરે પડયો, પણ તેને ઓળખ્યો નહિં પછી વિરભદ્ર સુરસેંન પાસે જઇને કહે અરે ભાઇ તમેં કોણછો, અને આ જંગલમાં કેમ એકલા ફરોછો તમારી સાથે કોઇ છે કે નહિં અને તમારાં માતપીતાં ક્યાં છે અને તમારા શેહેરનું નામ શું છે; ત્યારે સુરસેંન કહે ભાઇ મારૂં ઘર આ ગુંફામાં છે. અને મારૂં નામ પુરસેંન છે, અને મારા પીતાજી જંગલમાં ચારો લેવા ગયા છે, સુરસેંન કહે ભાઇ તારૂં નામ શું અને તમેં અહીં કેમ આવ્યા છો, અને તમારા ગાંમનું નામ સું છે, ત્યારે વિરભદ્ર કહે ભાઇ મારૂં ગામ કંચનપુરી છે તે કંચનપુરીના રાજા કનકસેંનના પ્રધાન સોંમ ચંદનો છોકરો છું હું શિકાર ઉપર આવ્યો હતો, તેમાંથી હું રસ્તો ભુલી ગયો એટલે આ વડ નીચે વિસામો લેવાનો વિચાર કરીને અહિં આવ્યો એટલે તમે મળ્યા; આ પ્રમાણે વિરભદ્રેં સુરસેંનને કહ્યું ત્યારે સુરસેંન ઘણોજ ખુશી થયો. અને મન સાથે વિચાર કરવા લાગ્યો કે પરમેશ્વરે મારી ઊપર દયા

કરીને આ મિંત્ર મેળવ્યો છે. અને તે ચતુર છે માટે તેની સાથે મિત્રા ચાર બાંધુ ઓહો સુરસેંન અને વિરભદ્ર એ કેવું નામ પ્યારૂં લાગેછે, આ પ્રમાણે સુરસેંન વિચાર કરીને વિરભદ્રને કહે ભાઈ તમેં મારી સાથે મિંત્રતા કરશો, ત્યારે વિરભદ્રે હા પાડીને કહ્યું કે પ્રીય બંધુ તમારા પીતાજી મને જરા બતાઓ પછી હું તમારી સાથે મિંત્રતા કરૂં આપ્રમાણે જ્યારે વિરભદ્રે સુરસેંનને કહ્યું તેટલામાં સિંહ ચારો કરીને આવ્યો અને જુએછે તો બે પુરૂષને દીઠા એટલે સિંહે એકદમ ત્રાડ મારી નેસુરસેંનને કહ્યું કે અરે બાળક આ બીજો કેણ છે; ત્યારે સુરસેંન કહે પીતાજી એ મારો ભાઇ છે. એમ સુર· સેંને સિંહને સમજાવ્યો પછી વિરભદ્રને સમસ્યા કરીને કહ્યું કે પ્રિય બંધુ આમારા પીતાજીછે. અને એણે મને ઊછેરીને મોટો કર્યો છે, પછી વિરભદ્રેં આવા વચન સુરસેંનનાં સાંભળીને વિચાર થયો કે આ તો કનકસેંન રાજાનો પુત્ર હોય તેવું લાગેછે તેને રાજાએ જં- ગલમાં મોકલાવી આપ્યોછે. તે આજ હશે, પણ હમાણા તેને ખુલ્લું કરીને કહેવું નહીં, અને વિચાર કરીને પછી સુરસેંને તથા વિરભદ્ર સુર્ય ચંદ્રની શાખ ખાઇને મિત્રા ચારી કરી, અને બેઉજણ સાથે ફરવા લાગ્યા આ જોઇને સિંહ ઘણોજ ખુશી થયો, અને બેજણની સેવા ચાકરી કરવા લાગ્યો કે જાણે પોતાનાજ છોકરા હોય નહિં તે રીતે સિંહ છોકરાની ચ કરી કરતો હતો,, પછી વિરભદ્ર સુરસેંનને કહે ભાંઈ તમેં આ જંગમાં રહોછો તે તમને કેમ ગમેછે, માટે જો તમે ચાલો તો આપણે કોઇ શેહેરમાં જાઇએ પછી સુરસેંન કહે ભાઇ વિરભદ્ર મારો પણ એજ વિચાર છે; આપણે આ ધર્મ પી-

તાજીની આજ્ઞા લઇને પછી આપણે રસ્તે પડીએ, એવો વિચાર કરે· છે એટાલમાં સિંહ આવ્યો, એટલે સુરસેંન કહે પીતાજી તમેં અમને રજા આપો તો હવે અમે શેહેરમાં ફરવા જાઇએ અમેં બે જણ છીએ એટલે કશી ફીકર નથી આવાં મધુરવચન સુરસેંનનાં સાંસાંભળીને, સિંહ ઘણોજ ખુશી થયો અને સુરસેંનને કહ્યું કે અરે બાળકો તમેં ખુશીથી જાઓ તમારો એકપણ વાળ વાંકો થાશે નહીં! એમ કહીને સિંહે બે મિત્રને રજા આપી. પછી સુરસેંન અને વિ· રભદ્ર બે જણ જંગલમાં ચાલવા લાગ્યા, એમ કરતાં એક અઘોર જંગલમાં નિકળી ગયા. તે જંગલમાં બીલકુલ રસ્તો માલમ પડયો નહી એટલે સુરસેંન અકળાયો અને વિરભદ્રને કહેવા લાગ્યો;—

**સુરસેંન કહે—** રાગ ઓખાહરણનો.

કેમ મિત્ર હવે શું કરવું,
કોણી મગા હવે ડગ ભરવું. ૧

કહો વાત વિચારીને એક,
છોર મિત્ર સાગરના વિવેક. ૨

ક્યાંય રસ્તો મળતો નથી,
સત્ય વાત કહુંછું સરવથી. ૩

દુઃખ થાયછે ઘણું રે વિર,
પ્રાંણ જાય નથી રહેતી ધીર. ૪

તરસેં કંઠ સુકાઇ જાય,
જીવ મારો ઘણો અકળાય. ૫

સાંભળ વિરભદ્ર વાન વિવેક,
ભુખ લાગીછે લાવ ફળ એક. ૬

ભુખ તરસથી કંઠ સુકાએ,
બળી રાખ થાયછે તન માએ. ૭

હવેશી કરવી મિત્ર પેર,
કેમ જાશુરે આપણ ઘેર. ૮

અરે મારા પ્યારા મિત્ર અઘોર જંગલમાં ક્યાય પણ રસ્તો સુજતો નથી, અને મને ઘણીજ ભુખ લાગીછે, હવે હું શું કરૂં મારો જીવ ઘણોજ ગભરાયછે મારે મને જલદીથી ઘેર લઇ ચાલ અરે પરમેશ્વર આવા અઘોર જંગલમાં અમને ક્યા રખડવા સારૂ મોકલ્યા; અરે પરમેશ્વર હવે અમારી રક્ષા કરો, મને ઘણીજ ભુખ લાગી છે અને તરસથી મારો કંઠ સુકાય છે, આમમાણે સુરસેંન કલપાંત કરવા લાગ્યો ત્યારે વિરભદ્ર સુરસેંનને સમજાવેછે,—

**વિરભદ્ર કહે**—રાગ ઓખાહરણનો,

સાંભળ સુરસેંન વિવેક વીર,
રાખ મનમાં જરા તું ધિર. ૧

ઇશ્વર કરશે લીલા તેર,
સુખેંથી જાશું આપણે ઘેર. ૨

ધીરજના ફળ મીઠા હોય,
તેનું નામ ના લઇ શકે કોય. ૩

ચાલ ચાલ સુરસેંન વીર,
રસ્તો મળશે મુજને ધર ધીર. ૪

સુંદર દીસેછે પાળ તળાવ,
તું તો જલદી મારી સાથે આવ. ૫

ત્યાં જઇ કરીએ વિસરામ,
ઠરી બેસીએ એકાંન્ત ઠામ. ૬

સુંદર દિસેછે ઝાડી અપાર,
તેની શોભા તણો નહિં પાર. ૭

જઇ ફળફુલ લાવું હુંય,
પછી હીમતેં ખાજે તુંય. ૮

અરે ભાઇ સુરસેંન તમેં જે વાત કહોછો તે ખરી છે પણ તમેં જરા ધીરજ રાખો એટલે પરમેશ્વર આપણને રસ્તો બતાવશે; અને આપણે સારી રીતે ઘેર જાશું પણ સાંજળ પેલી તળાવની પાળ મારી નજરે પડીછે તે ઘણીજ સુંદર અને શોભાવાળી જણાય છે? ત્યાં ચાલ જાઇએ અને એકાંન્તે જઇને આરાંમ લઇએ પછી હું ફળ લઇ આવું પછે તમેં ખાજો; પછી આપણે આગળ ચાલશું, પછી સુરસેંન કહે ભાઇ વિરભદ્ર મને ઘણીજ ભુખ લાગેલીછે માંટે મારાથી આગળ ચલાય તેમ નથી, તમેં મનેં આહી ફળ લાવી આપો તો પછી હું ખાઇને તમારી સાથે ચાલવાને હીંમત ધરૂં પણ મારાથી ભુખે ચલાય તેમ નથી, ( પછી વિરભદ્ર ફળ લાવી આપેછે અને સુરસેન ખાય છે? પછી બે જણ આગળ ચાલવા માંડે છે? )

સુરસેંન ફળ ખાધા પછી જરા હુશિઆર થયો; અને વિરભદ્રને કહ્યું કે ભાઇ હવે પાંણીની તરસ લાગી છે? પણ હવે તળાવ ઉપર જાશું ત્યારે પાણી પીશ; એમ કહીને બે મિત્ર તળાવ તરફ ચાહ્યા, રસ્તામાં ચાલતાં ત્રણ ચેલા ઊડણ ખાટલી તથા લાલી આં ધોકો અને ધડકી સારૂ લડતા હતા તે ચેલા ગુરૂ ગોરખનાથ ના હતા એ ત્રણેને લડતાં જોઇને સુરસેંન કહે ભાઈ વિરભદ્ર આપણે કાંઈ યુકિત કરીને ત્રણ ચીજો લઈ લઇએ આવો વિચાર બે મિત્રો કરીને ગુરૂ ગોરખનાથના ચેલાઓ પાસે ગયા, અને ત્યાં જઇને સુરસેંન કહ્યું કે અરે ભાઇઓ તમેં શાસારૂ લડી મરોછો, તમારો જે વાંધો હશે તે હું તમને પતાવી દઇશ ત્યારે ચેલા કહે સુનો ભાઇ એ ધડકી ઔર ધોકા ઔર ઉડન ખાટલી હમારે ગુરૂ ગોરખનાથને દીયા હેસો હમ બેંચતે હેં, પણ એ અમારા કહ્યા સુનતે નહીં હે, ત્યારે સુરસેંન કહે ભાઇ તમેં લડો નહિં હું કહુ તેમ કરો તો તમારો વાંધો પતી જાય ત્યારે ચેલા કહે તમેં કહો તેમ અમેં કરીએ પણ તમેં અમને તોડ કરી આપો; પછી સુરસેંન કહે આ તીરકમઠાં અમેં ત્રણ દિસામાં નાંખીએ છીએ સાથી આગળ જે ચેલો તીરકાંમઠું લઇને આવે તેને ઉડણ ખાટલી મળે, અને બીજો લઇ આવે તેને ધડકી મળે અને ત્રીજો લઇ આવે તેને ધોકો મળે, એવી રીતે તમને અમેં વેંચી આપીએ ત્યારે ચેલા કહે ઠીક તેમ કરો એટલે અમેં સરખે ભાગે વહેંચાઇ રહીએ, પછી સુરસેંન વિરભદ્રને કહે ભાઇ તમેં ઉત્તર દિસાતરફ બાણ મારો, અને હું પુર્વ પશ્ચિમ બાણ મારૂં એમ કરીને બે સુરવીરોએ ત્રણ દિશામાં બાણ મુક્યાં તે બાણ બાર

મૈલને અંતરે જઈ પડયાં પછી ત્રણે ચેલા બાણ લેવા ગયાકે તરતજ સુરસેંન અને વિરભદ્ર બે જણા ઉડાણ ખાટલી ઘોકો અને ગોદડી લઇને તળાવ તરફ રવાના થયા, અને તળાવ ઉપર જઇને આરામ લેવા બેઠા એટલે ગુરૂ ગોરખનાથના ચેલા બાણ લઇને પાછા આવ્યા પણ આ બે પુરૂશો ને દીઠા નહીં, એટલે મોટે કહ્યું કે કહેવત છે કે બેની લડાઈમાં ત્રીજો ખાઇ જાય આ વાતને ઉપરની કહેવત પ્રમાણે બની હવે ચાલો આપણા ત્રણેની લડાઇ બંધ થઈ એમ કહીને ચેલા પોતાને રસ્તે પડયા; અને સુરસેં તથા વિરભદ્ર પાંણી પીને તળાવની રચના જોવા લાગ્યા;

**સુરસેંન કહે—** રાગ ચોપાઈ.

જોઈ બાગ તણી રચનાય,
ચાહ્યા, મિત્ર બે જોવા ત્યાંય, ૧

જોયો નિહાળી સરવે બાગ,
ઘણો હર્ખ પાંમ્યા માહા ભાગ, ૨

સુરસેંન કહે સુંણ વિરભદ્ર વાત,
ઇશ્વર છે એક પરમ શાક્ષાત, ૩

કેવાં સુદર બનાવ્યાં છે ઝાડ,
તેથી તેના માનુંછું હું પાડ, ૪

ઇશ્વર તણો અકળ મહિમાય,
તે માયા કોયથી ન કળાય, ૫

વનમાં પક્ષી દીસેછે ઘણાં,
તેની શોભા તણી શીકહું મણા, ૬

દિસે વાઘ વરૂં વચન ચર સાર,
તેમાં સિંહ તણો નહિં પાર, ૭

સુણ વિરભદ્ર કહું છું વાણ,
નિહાળી જોને ચતુર સું જાણ, ૮

અતિ બાગ તણી, સરસાઇ,
જોતા ફરતા બને રે ભાઇ, ૯

પાળ સોભતી તળાવ તણી,
તેમાં કમળની શોભા છે ઘણી, ૧૦

પુષ્પ કેતકી ડોલરતણાં,
ચંપો ગુલાબ કેરણ ઘણાં, ૧૧

મરવો સુભ નાશીક ગંધ ચહે,
ભમરા ધરી પ્રીત સુગંધ લહે, ૧૨

વળી કેવડો જાઈ જુઈ થયાં,
મુજ મનને ઘણાંરે ગમીયાં, ૧૩

તરૂ શોભીતકે સું કદંબ તણા.
શુભ કેતકી ચંદન તાડ ઘણા, ૧૪

વળી જામફળો કદળી અદકી,
ગુણકારી સિતાફળ નકી ૧૫

શુભ દાડમ જમરૂખ ઘણા,
અતિ સ્વાદું બંનેલ નહિં મણા, ૧૬

અગણીત અનામત પીલુડી,
જંન રંજન જ્યાં બોરડી, ૧૭

અલબેલ બનેલ અખોડ અતિ,
ગણતાં થકી તું જાય મતિ, ૧૮

અરણી હુરડે અંબતરૂં,
ખરસાણીને જંબ તરૂં, ૧૯

તજ એલચી જાયફળ ઘણાં,
વળી મંડપ શોભિત દ્રાખ તણા, ૨૦

તરકારી તમામ બંનેલ તહીં,
ગણતાં તેનો પાર આવે નહીં, ૨૧

સુરણ અળવીને તાંદળીઓ,
રૂડી ચંણેચી સુવાને દુધીઓ, ૨૨

ગલકાં, તુરીઆં, નેરી ગણાં,
લીલવા, ગુવારની નહીં મણાં, ૨૩

હળદી, મરચા આદુંમરી,
સુભ, ચોળા, જીરૂં કોથમરી, ૨૪

કમદાં પરડાંને જાવંત્રી,
બહુ ઝાડ તણીશી ગણત્રી, ૨૫

વળી રાયણ ફાફળ, ગળો,
વડ પીપર લીંબને પીંપળો, ૨૬
બિલી આંબલિ તુળસિવંન ઘણાં,
તેમાં ખજુરીની શી કહું મણા ૨૭
અકુંસી ખીજડીઆ વળછે,
શુભ સાગ સિસમ લિંબુડી છે, ૨૮
ધરિનેહ અશોક ભલુ નિરખ્યું,
જોઇ બાગ મારૂં મન હરખ્યું, ૨૯
બહુ બાગ વિષે વાયું વહે,
અતિ શીતલ ગુણ સુગંધ લહે; ૩૦
ભમરા રસ ભોગી ભમતાં,
ગુણવંત મનને ગમતા, ૩૧
શુક ચાતક સાદ કરેછે,
શુભ કોકીલ ચિત્ત હરેછે, ૩૨
શુભ ચકલાં સારસ બોલે ઘણા,
વળી, માહે પોપટની નહીં મણા, ૩૩
ધરિ પ્રેમ કબુતર સ્વેત તણી,
ગતિ દીઠો વિચિત્ર મેથાણી, ૩૪
વળી લોટણ ભુંપર લોટી મરે,
લટકાળું લકી મદ ભેર ફરે, ૩૫

કરિ કાસ દીયાં ખેપ ઘણી,
ગિરબાજ વિચિત્ર બણી, ૩૬

વળી કુંડ સરોવર અધિકું,
મુજ મુખથી, ગુણ નગાઈ શકું, ૩૭

જળ નિર્મળ, જમુનાં જળથી,
નળવાવાર પ્રવાહ વહે બળથી, ૩૮

પ્રતિબિંબ પડે બાગ તણું,
દેખી તળાવે મન મોયું ઘણું, ૩૯

રળિ આમણી, રેતી, તળાવ તણી,
જ્યમ કંચન જ્યોત અધીક ખાણી ૪૦

અને હંશ વસે પાળ પરે,
બગાલા ચીત ધ્યાન ધરે, ૪૧

મઝદેડક શોર કરેછે,
સુણી કાયર ચીત ડરેછે, ૪૨

અતિકારીગરે કરીઆ બંગલો,
ફરતો અતી શોભીતા કોટ ભલો, ૪૩

તકતાવળી હાંડીગલાસ ભર્યાં,
શુભ ઝાડ હિરા કાચ જડ્યા, ૪૪

ધરિ બેઠક ખુરસી કોંચતહીં,
નરનારી જુએ તું ન્ય નહિં, ૪૫

વળી ટેબલ કાચ ચિની બરાણી,
કરી માંડણ રકા બિતણી, ૪૬
અતિ દીપક ચીમની માંહે બળે,
કહે ભવાની શોક સહુ ટળે, ૪૭

સુરસેંન કહે ભાઇ વિરભદ્ર આ બાગ કેવો સેભાયમાછે; કે જેમાં જાઇજુઇ ચંપો, ચંમેલી, મોગરો, મરવો, કેતકી, દાડમડી, સીતાફળી, ખજુરી નાળીએરી, રામફળી, ગુલાબના ફુલ, એવાં તરેહતરેહના ઝાડ જુલી રહયાં છે? અને પક્ષીના પણ સબ્દ થઇ રહયાછે; કે જેમાં હંસ, પોપટ, કાકાકૌઆં, કોયલ, સુડા, કાગડા, મેંનાં, ભેરવ, ચકવા એવા એવાં તરેહ તરેહના પક્ષીના અવાજ થઇ રહયા છે? અને સાપ, વિંછી, કાંનખજુરા વિગેરે ઝાડ ઉપર ભમતા ફરેછે? અને સિના પગ નાદ સંભળાયછે; અને ચિત્તા, રીંછ વીગેરે ફાડી ખાંનારાં, ભયંકર પ્રાણી આ જંગલમાં ભમતાં ફરેછે? ઓહો પરમેશ્વરે કેવી રચના બનાવી છે, ઓહો ભાઇ વિરભદ્ર પરમેશ્વરની માયાનો ક્યાંય પારજ નથી, વાહારેવાહ આ તળાવની અંદર કમળ કેવું ખીલી રહ્યું છે; અને તેની ઉપર પાણીનાં મોતીઆં. બાજી રહ્યાં છે? તે સુર્યનારાયણના પ્રકાશથી કેવા સોભા આપેછે. અને ચળકાટ મારતું દેખાય છે? અને તે કમળની માહે ભમરા ગુંજાર કરી રહયા છે? અને સુસોભીત કંમળની આસપાસ તળાવના પાણીના ઉછાળા મારી રહયા છે? એવી રીત બાગની સઘળી શોભા જોયા પછી બાહારના ભાગમાં, એક સુંદર તળાવ હતું, ત્યાં જોવા ગયા તે તળાવના, આરા ઘણાજ મજબુત પથ્થરથી બાંધેલા હતા,

કિનારાપર સપેત રેતી પાથરેલી હતી, તેની આસપાસ, આસો પાલવ આંબા, પીપર, પીંપળા, વડ વીગેરે ઝાડ વાવેલાં હતાં, તેથી કોઇ કોઇ વખત બાગની તમામ સુગંધો પવને તળાવના કાંઠા ઉપર ફરનાર માણસને આપતો હતો, તળાવને કિનારે બેઠકને માટે કોચ ગોઠવેલાં હતા તેથી શેહરના કેટલા એક સોખીન પુરૂશો હવા ખાવાને વાસ્તે તે બાગમાં આવીને બેસતા હતા, સુગંધી દાર પવનથી સઘળાં માણસોના મગજતર થઇ જતો હતો; આ તળાવનું પાણી સ્વચ્છ અને મીઠું હોવાથી ઘણીજ સુસોભીત હવા આવતી હતી, પછી સુરસેન કહે ભાઈ વિરભદ્ર આ વડના ઝાડની છાયા ઘણીજ સારી છે. માટે આપણે આહી આરામ લઇએ પછી વિરભદ્ર કહે હા ભાઇ ચલો, આપણે ત્યાં જઇને આરામ લઇએ પછી એમ કહીને સુરસેન તથા વિરભદ્ર બેજણ વડના ઝાડ નીચે આવીને ઉતારો કર્યો, પછી સુરસેન કહે ભાઇ તમેં અહીં સુઈ જાઓ હું પેહેલો પેહેરો ભરૂંછું પછી તમને ઉઠાડીસ પણ વિરભદ્ર સુરસેનનું કહ્યું માનતો નથી, પછી સુરસેન ઘણી હિંમત આપે પણ જાતના વાંણીઆ તેથી ધોતીયું ઢીલું થયા વગર રહે નહીં વિરભદ્ર સાંઉડીના પોકાર સાંભળે કે તરતજ પોતાની આસપાસ નજર ફેરવે વખતે વાઘ અથવા સિંહ આવીને મને ફાડી ખાય વળીસિઆળ બુમ પાડે કે પાછો એ તરફ જોવા મંડી જાય અને વિચાર કરે કે અરે બિચારી કોઇ અબળાને લુંટારા લુંટતા હશેકે મારતા હશે; તેથી બુમો પાડેછે, તે લુંટારા અહી આવીને મને મારશે તો મારાથી સીરીતેં સહન થશે? એ પ્રમાણે વિચાર કરતાં, અરધી રાત્રિ વિતી ગઇ, સુર.

સેંન વિરભદ્રને ઘણીજ હીમત આપે પણ બીચારા વીરભદ્રને કાળજામાં કરવત મુકતાં હતાં તો પણ વિરભદ્ર સુરસેનને પેહેલાં પોતાની કાડાકુટ કરતાં કરતાં વિરભદ્ર નિરાસ થઇ અને સુઇ; થોડી વારે વિરભદ્ર નિંદ્રા દેવીને સ્વાધીન થઇ ગયો; હવે સુરસેન એકલો પોતાના હાથમાં ખુલ્લી તરવાર રાખીને વડને ઓઠી ગણો બેઠો; પણ થાક પરીપુર્ણ લાગેલો તેથી અને વળી અરધી રાતનો ઉજાગરો થયા આવો શ્રમ કેઇ દીવસ સહન કર્યો ન હતો અને તેની સાથે કોઇ વાતચીત કરે તેમ ન હોતું તેથી સુરસેનની આંખમીં ચાઇ ગઇ અને ત્રણ વાગતાને સુમાર એકદમ નિંદ્રદેવીને સ્વાધીન થયે! અને પોતાના સરીરનું બીલકુલ ભાન રહયો નહીં, સુરસેન પોતાને ભર નિંદ્રમાં હતો તે છતાં પોતાના હાથ માની ખુલી તરવાર તણે છોડી ન હોતી; બંને મિત્રો ભર નિંદ્રામાં પડયા હતા, તે વખતે પરમેશ્વરના બનાવથી એવું કૌતુક થયું કે એક અજગર એવો જબરો કે જેનું સરીર જાડું થાંભલાં જેવું અને શરીરે વિકાળ મોડું કાળું અને મોડા માંથી નીકળતી ઝેરી જવાળા લાલ ચટક જેવી આંખો એવો વિકાળ સ્વરૂપવાળો અજગર પેલા વડનીંચે આવી પહોંતો એટલે પોતાના ભક્ષને જોવાથી ઘણોજ આનંદ પામ્યો અને મનસાથે વિચાર કર્યો કે ઓહો પરમેશ્વરે આજ મને કેવું સુંદર ભક્ષ આપ્યું છે! એવી રીતે તરેહ તરેહના વિચાર કરતો હતો તે વખતે સુરસેનનું રક્ષણ કરનાર બીજો કોઇ ન હોતો તેથી અજગરે તને પગ તરફથી ગળવા લાગ્યો, તો પણ સુરસેન જાગ્યો નહીં અને વધારે નિંદ્રમાં ઘેરાવા લાગ્યો, અજગર સુરસેંનનેં ગળતો હતો ખરો

પણ સુરસેના હાથની તરવાર વારંવાર ચમકતી હતી તેથી અજગર પાછો હઠો જાતો હતો, પણ સુરસેનના હાથમાંની તરવાર નીચે પડી જવાથી તરવારમાં કાંઇ ચેતન રહ્યું ન હિં; કે અજગરના ટુંકડા કરે; પછી છેવટે સુરસેનને ગળીને નિર્ભય રીત જંગલમાં, ચાલતો થયો;

હવે બીજે દિવસે સવારનો પોહોર થયો, એટલે તરેહ તરેહનાં પક્ષિનો આવાજ કાને સાંભળવામાં આવ્યો; પોપટનાં ટોળાં પોતાના ભક્ષને સારૂ ચારો લેવાને મન ગમતી દિશામાં નિકળી ગયાં વનનાં જનાવરો આડાં અવળાં ફરવામાં નિકળી ગયાં, અને મૃગલીઓને એક ફળથી રંડાપો આપનારા મગલાં બાહાર નીકળવા લાગ્યા, મોરને નચાવનારા અને મનોહર એવા વનના હાથીઓના કર્ણોનો શબ્દ ઉલ્લાસ પાંમતો હતો; ધુડવાંગડાં પોતાને અંધાપો આપનાર જાંણી કોઇને ઉપદ્રવ નથાય, એવાં ખુસ સ્થાંનો જોઈ સતાવા લાગ્યાં, માંનસરો વરમાંનાં કમળો જાણે પોતાનો પ્રીય આદિત્ય પ્રકાશમાં થતો જોઇને ફુલવા લાગ્યાં એક તરફ સુર્યનારાયણ ઉદય થતા હતા, પ્રફુલીત થએલાં કમળ. કસુમના ખુસબોદાર સુગંધ પર આશક્ત થયેલા ભમરાની ગરજના સંભળાવવા લાગી, એવખતે નિદ્રાદેવીને સ્વાધીન થએલો વિરભદ્ર આંખો ચોળિને ઉભો થયો; અને એક તર ફજોવેછે તો સુખ આપનારા લક્ષમોના કંઠીઆ પડેલા દીઠા બીજી દિસાંતરફ જોયું તો સુરસેનના હાથમાં શોભા આપનારી કટાર પડેલી દીઠી? તેથી ગભરાઇને ચારે દિસામાં જોવા લાગ્યો, પણ ક્યાંય સુરસેનને જોયો નહિં છેવટે છેવટે વિચાર કરવા

લાગ્યો કે અહો સર્વ વ્યાપક ઇશ્વર જગત પતિપાળ, તમારી ગતીનો પારજ નથી, મારો મિત્ર સુરસેન આ વનના જાનવરોનો ભક્ષ થઈ પડ્યો જાણાય છે? કેમકે તેના હાથમાં સુરસેનને સોભીત તરવાર તેના ઉપયોગમાં આવી હોય તેવું જણાતું નથી. અરેરે!!! મારૂં અમુલ્ય રત્ન હું ગુમાવી બેઠો; સરવેનું પાળન કરનાર મિત્રને ગુમાવી બેઠો, અને મારો સુખનો સિંધુ સુકાઇ ગયો; એમ કહીને વિલાપ કરવા લાગ્યો;

## **લલીત** છંદ,

અરર તું ક્યાં નાશીને ગયો,
મુજ વિયોગથી કેમ તું રહયો, ૧

અરર ઓ પ્રભુ શું હવે કરૂ,
મિંત્રવિના હવે જીવી શું કરૂં, ૨

તુજ વિયોગે હું ગાભરો ફરૂં.
સુરસેંન મિંત્રને ચિત માંધરૂં ૩

અરર મિંત્ર તું છોડી ક્યાં ગયો,
તુજ પ્રિય મિંત્રને છોડી કેમ ગયો, ૪

ઘરવિશે નહિં હાલ જાઉરે,
તુજ વિયોગના અન્ન ખાઉરે, ૫

અરર સુરસેંન આવીના દયા,
તુજ વિયોગથી સુખસૌ ગયાં ૬

સુરસેંન તું કયાં જઇ રહયો,
અરર ફેર આફયાં થકી થયો, ૭

અરર ઓ પ્રીય મિંત્ર સુરસેંન,
મુજને તુજ વિન પડે ન સુખ ચેન, ૮

તુજ છબી મુજે યાદ થાયરે,
મુજ મિંત્ર કયાં ગયો બાયલાયરે, ૯

અરર ઓ બંધું એક છોરે તું,
તુજ વિયોગથી ઝુરી મરૂં હું, ૧૦

સ્વપ્નમાં કદી દુર ના થયો,
મુજ વિયોગથી આજ તું રહયો, ૧૧

રહીને તું અરે પાંણી માગતો,
તુજ પ્રીય મિંત્રનું દુઃખ ભાંગતો, ૧૧

દીલવીશે દગો તુજને વસ્યો,
સબબ તેહથી દુર તું ખસ્યો, ૧૩

મને તજીજતાં આવીના દયા,
મિંત્ર તુજ ગુંણ જાયના લયા, ૧૪

કપટનો હું પોતું શીરે ઢળયો,
અર્થ એકના માહરો વળયો, ૧૫

નિરખ્યો સઘળો બાગ જ્યા હરે,
સુખી થયા અરે મિંત્ર ત્યા હરે, ૧૬

વિધિતણો કશો કોપ આ થયો,
પરમ મિત્ર તું નાશીને ગયો, ૧૭

શુતજી અરે ક્યાં ગયોરે તું,
તુજ વિયોગથી દુઃખી થયે હું, ૧૮

સુખદ માહેરો વિશ્વમાં હતો,
નજરે દેખતાં સૌખ્ય સાંજતો, ૧૯

અરર મિંત્ર તું નાશી ક્યાં ગયો,
તુજ વિયોગથી દુઃખીયો થયો, ૨૦

દીલ ઉદાસીમાં હાલ હું કરૂં,
વિરહ વેદના દિલમાં ધરૂં, ૨૧

અરર ઇશ તું થાને સાહાયરે,
મુજ પ્રિય મિંત્ર મને મેળવહ્યારે, ૨૨

સુખદ સુર્ય તું આથમિ ગયો,
ખબર મુજને તેં નહિં કહયો, ૨૩

અરર ઓ પ્રભુ શું હવે કરૂં.
મેળવ મિંત્રને નહિં તો મરૂં, ૨૪

મુજ દુઃખે સદા તું દુઃખી થતો,
સુખદ હાલતું માંહરી હતો, ૨૫

કસું રહશે માહેરીરે ઇશ,
મેળવ સુરસેંનને તુરે જગદીસ, ૨૬

પરમ મિંત્રનો નાથતો થયો,
અરર આસમાં ક્યાંથી આથીયો, ૨૭

સ્વપનેમાં છગી ના જાણ્યાયરે,
ચિતવિશે નહિં શાંન્તિ થાયરે, ૨૮

દિલવિશે દુઃખી શોષ સોળીયો,
અરર કેર આવ્યાં થકી થયો, ૨૯

ચિતચકોરનું ચંદ્ર હ્યામરે,
ભ્રમર પુષ્પની પાસ જાયરે, ૩૦

જળવિના મિનં ના જાવ જાયરે.
સુરસેંન તું વિના તેમ થાયરે, ૩૧

અરર કારમું દુઃખ આળીયું,
સનમાહેરૂં હાતથી ગયું, ૩૨

દુઃજાદ ઉદથી આજ ઉછળીયો,
પરમ મિંત્રનું પંથમાં પળયો, ૩૩'

ઝપટ કારમીં કાળની થઇ,
સુખદ ખાંણઆ માંહેરી ગઇ, ૩૪

દિપક સુખનો ઓલવી ગયો,
તિમર ખાંણમાં મુજ નાખીયો, ૩૫

અટન દેસને કારણે જતાં,
અધનડ્યાં મને માહરાં હતાં, ૩૬

અનિલશું ગયો વેગથી વહિ,
ખલકમાં હવે મારૂં કો નહિં, ૩૭

અટળ દુઃખમાં આવી હું પડયો,
પરમ પાપની ચોટમાં અડયો, ૩૮

કિરિટ માહેરો શીરથી ગયો,
નયન મુજથી દુર જઈ રહયો, ૩૯

દિવસ દુઃખના આવીને કહયા,
સરસ સોબતી વિણ આ થડયા, ૪૦

રૂધમાં અનિ ક્ષોભ થાયરે,
ખડગ વિણ આશિર ધાયરે, ૪૧

ખલકતું વિના શુન્ય થઇ રહી,
જુગલ તોડી તું કયાં રહયો જહીં, ૪૨

મૃતક માહેરી દ્રષ્ટના થયું,
કુસુમ માહેરૂં હાથથી ગયું. ૪૩

સુરભિ વરછને છોડીને ગઇ,
ઊદક વિણની માછતી થઇ, ૪૪

કંચન ગાંમનો સેજ તુટીયો,
ગરથ પાસનો ચોર લુટીઓ, ૪૫

ઉજજડ રાનમાં પાય કાંપીયા,
સુરસેંન આદમિં મિંત્ર છાપીયા, ૪૬

શકટ તેં ભરી દુઃખ મોકલ્યું,
પલક વારમાં સુખ સૌ ટળયું, ૪૭

નિયમ એક હું ચિતમાં ધરૂં,
ગમનતું જવિનાં ઘેર નાકરૂં ૪૮

જીવિત માહેરૂં શોખથી જશે,
મરણ માહેરૂં નિશ્ચયે થશે, ૪૯

હસત તાહેરૂં મુખ દેખતાં,
વલભ તું મને ખુબ પેખતાં, ૫૦

સુભટમાં અતિ સીરદારરે,
વિનયવેંણતું બોલનારરે ૫૧

લલિત મુખડું યાદ થાયરે,
ઉદક આંખથી ધાર જાયરે ૫૨

પ્રથમ મુજથી વાસ જઇ કર્યો,
કોણ કારણે ત્યાગ આદર્યો, ૫૩

તુજ પિતા અને માતતાહેરી,
ખબર પુછશે પાસ માહેરી ૫૪

કુંવરમા હરો ક્યાં જઇ રહયો,
ખબર તાહરી સાથસો કહયો, ૫૫

વળતી વાત હું શું કહીશરે,
હૃદયહાંમ હું ચીપ્રરી ક્ષરે, ૫૬

દિન નિશા દુખી ચિતમા હરૂં,
વદન કયાં જઈ જોઊતા હરૂં, ૫૭

એ મારા પ્યારા મિંત્ર અરે દિલો જાંન દોસ્ત ઓહો પ્રીય બંધુ. મારા વાલા સુરસેંન તુમારાથી વિખુટો પડી ક્યા જતો રહયો, અરેરે; એ પરમેશ્વર એ દયાનિધી ભગવાંન, એ સત્યના સ્થભ ઇશ્વર એ દિનબંધુ દાતાર હું તમને હાથ જોડીને કહું છું કે મારા સુરસેંન મિંત્રનો ભેટો કારવ અરેરે; તુને કોઇ જાનવરે ફાડી ખાધો હશે કે શું તુમારાથી રીસાઇ ગયો જોતું મારાથી રીસાયો હોવ તો હું તુને નમસ્કાર કરીને કહું છું કે મારો કંઇ દોસ હોય તો ક્ષમા કર એ પરમેશ્વર હવે શું કરૂં અને કયાં જાઊ અરે મારા પ્યારા મિંત્ર સુરસેંન મને જંગલમાં મુકી જતા તુને મારી ઉપર દયા ન આવી આહા પરમેશ્વર સું તમારી લીલા છે? આહા પ્રીય બંધુ તમેં મને અહીં કોની ઓથે અને કોના આધારે મુકીને ચાલ્યા ગયાછો; આહા ઇશ્વરની ઓથે અને ઇશ્વરના આધારે અરણ્યમાં છોડી ગયા; અરે પ્યારા મિંત્ર કદાપી મારાથી છુટા પડી ગયા હોતો, આમારો સ્વર સાંભળીને મારી પાસે દોડી આવ; કદાપી તું ઇશ્વર ઇચ્છાથી જીવતો હોઈ શતો; કોઇ દિવસ પણ મને તારો ભેટો થશે; કહેવત છે કે જીવતો નરભદ્ર પામે મુવા પછી કોનહી મળે તેમ તું જીવતો હોઈશતો હું તારી શોધ કરીશ નહીં તો હું પણ ઝુરી ઝુરીને મરીશ અરેરે; મને તારવિના કાંઇપણ સુજતું નથી, અરે પરમેશ્વર હવે ઘણુંજ થયુંછે, મારા દુઃખનું નીવારણુ કરો, એ પરમેશ્વર

હું તમારો મોટો આભાર માનીશ અરે પ્રીય મિત્રનું શું થયું અને ક્યાં ગયો હશે, એવો પતો મને કોણ આપે; અરેરે હું તો તુંને મુએલો સમજુંછું અરે પ્રીય બંધુ? આશો ગજબજ? અને આ શું કહેવાય મને દુઃખદરીઆમાં ડુબાવીને, ચાલતો થયો, અરે પ્યારા મિંત્ર સુરસેંન મુજ સરખા ગરીબ મિંત્ર નાશા હાલ થશે. તે વિશે તે કાંઇ વિચાર કર્યો નહિં, અરેરે તારૂં અકાળ મૃત્યું થયું એમ ધારી મારા અંતઃકરણમાં દુઃખદાવા નાળ પ્રગટ થાયછે! અરેરે મારા હિણ ભાગ્યે કરીને, મારા પ્રીય મિંત્ર સુરસેંનનો વિજોગ કરાવ્યો; અરે પરમેશ્વર મારા આવા હેવાલ થશે. એવું મને સ્વપનમાં પણ સુજતું ન હોતું; અરેરે પ્યારા મિંત્ર મને તારાવિના કાંઇપણ સુજતું નથી, હવે હું શું કરૂં અને ક્યાં જાઊં; ઓહો સર્વ વ્યાપક ઇશ્વર મારા પ્યારા મિંત્ર સુરસેંનની સાથે મને એક વખત ભેટો કરાવ અરે ઇશ્વર તમેં મારા મિંત્ર સુરસેંનનો ભેટો કરાવો તો આમારા સરો-રમાં પ્રગટ થયેલી જવાળા અને આ જંગલનું દુઃખ મારો પ્યારો મિંત્ર સુરસેંન કાપશે; અહો મારા પ્યારાં પક્ષિઓ તમારે મારા પ્રીય સુરસેંન સાથે શું સંબંધછે? હો તમેં મારા પ્યારા મિંત્ર સુરસેંનના મૃત્યુંકથી તમેં કકળાંણનો ઘેરો ઘાલ્યોછે? તમારા શોકથી મારૂં ર-દય અકળાય છે? ઓહો વનના વાંદરા તમેં ચંચળ જાત છતાં આજ તમેં શાંન્ત થઇ બેઠાં છો; તેથી મને એવું લાગેછે કે મારા મિંત્ર સુરસેંનના મૃત્યુથી તમેં હડતાલ પાડી બેઠાછો કે શું; ઓહો સુર્ય દેવતું આખા જગતનો પ્રકાશદ છો? તો આજ તારો લાલરંગના પ્રકાશમાં ન જણાયછે? તે ઉપરથી મને એમ લાગેછે કે મારા પ્યારા મિંત્ર સુરસે

નના મૃત્યુથી તે ભગાં વસ્ત્ર ધારણ કરીને સન્યાસ ગ્રહણ કર્યુંછે કે શું; ઓહો પૃથ્વી મલાતું વૃષા રતુમાં લાલી સાડી ઓડનારી છે તો આજ તેં સફેત વસ્ત્ર ધારણ કરીને મનમાંથી આંસું વરસાવે છે કે શું; તેપરથી મને જણાય છે કે મારારા પ્યારા મિંત્ર સુરસેંનના મૃત્યુંથી ફકીરી લીધી છે કે શું; એ પ્રમાણે સોક કરનાર વિરભદ્ર ઉપર દુઃખનું વાદળ છગી પડયું; મનમાંથી તમાંમ હર્ષનો નાશ થયો, ચાર તરફથી દુઃખ પ્રગટ થવા લાગ્યું. એવી રીતે વિરભદ્ર દુઃખમાં ઘેરાઇ ગયો; તેથી શું કરવું અને કયાં જાઊં એ કાંઈ પણ સુજતું નહોતું સુરસેંનના મૃત્યુંકથી વિરભદ્રના વધ્યમાં ઘાસવાઇ રહયો હતો; વિરભદ્ર ભોંય સાથે માથાં પછાડે છતી કુટે આંખમાથી ચોધારા પાણી પડવા લાગ્યાં. તેમ છતાં પોતે વિચાર કર્યો?

## દોહરો,

રોપું તે સોછે વૃથા,
બન્યું હતું બનનાર, ૧
લખ્યું વિધાતા નવ મટે,
કરનારો કિરનાર, ૨

એવો વિચાર કરીને આગળ ચાલવા લાગ્યો, એટલે એવું અંધારૂં થયું કે કાંઇ પણ સુજે નહિં જેમ વિરભદ્ર આગળ ચાલવા જાયછે કે તરતજ પગની અંદર કાંટા વાગવા લાગ્યા, અને લુગડાં ફાંડયાં અને ભુખ પણ કકડીને લાગેલી તેથી ઘણોજ ગભરાવા

લાગ્યો; ત્યારે પરમેશ્વર પાસે હાથ જોડીને કહે પરમેશ્વર તમેં મારો કરીવાતે અનુગ્રહ કર્યો નહિં? એવાં હમેંશાં પાપ કર્યાછે, કે મારા આવા હાલ થાયછે એ પરમેશ્વર હવે તમેં મારા ઉપર કૃપાદ્રષ્ટી કરો અને મેં જે પાપ કર્યા હોય તે ક્ષમા કરો એવી રીતે પોતે નિરબલ થઈ ગએલા હોય તેજ પ્રમાણે ત્યાંથી આગળ ચાલ્યો; અને રસ્તામાં ચાલતાં ચાલતાં એવો શોક થયો કે તે શોકથી આખો દિવસ રોહ્યા કર્યું તેથી પોતાનું અંગરખું આંસુંથી ભીજાઈ ગયું. અને ઘણોજ રૂદન કરવા લાગ્યો, એમ કરતાં એક રત્નપુરનામેં શેહેરમાં આવ્યો અને ત્યાં પોતાનું રહેઠાણ કર્યું! અને બાવાં સાધુ બ્રાહ્મણો તથા રસ્તે વટેમારગું ગરીબ તથા તાલેવને મુસાફરોની પરો ણાગત કરવા લાગ્યો, અને આખા શેહેરની અંદર સુરસેંનના નામનો હક રાખી દીધો!

જુઓ પ્રિય ભાઇઓ આ બે મિંત્રની મિંત્રાચારી મેહેરબાન ભાઇઓ તમેં મિંત્ર કરશો તો વિરભદ્ર જેવાજ કરશો, એવી આશા છે? આકળ જુના વખતમાં એક મનવાળા અને દયાળું મિત્રની જોડતો કોઈ વખતેં બની આવેછે પણ વિચારો કે વિરભદ્રે પોતાના પ્રીય મિંત્ર સુરસેંન સારૂં કેટલું દુઃખ વેઠયું અને પોતાના મિત્રનું ના રાખ્યું તો પ્રીયભાઇ એ મિંત્ર તો વિરભદ્ર જેવાજ જોઇએ અને પેહેલાં મિંત્રાચારી કરવી હોય તો નવા મિંત્રનાં પારખાં જોયાથી સરવે જાણાઇ આવશે કે આ સારોછે કે નરઓછે અને તેની રીતભાત કેવી છે તે મિત્રાચારો કર્યા કે પેહેલાં નિરાળી જોવું. અને પછી વિચાર કરીને મિંત્રાઇ કરવી કહેવત છે કે ચારવાર વિચાર

કર એ કહેવત જે કામ નવુ આદરો તે કામ ઉપર કહેવત લાવીને પછી તે કામ કરવું આદરો તે કામ ઉપર આ કહેવત લાવીને તે કામ કરવું ત્યાર શીવાય કરશો તે દુખી થાશે, માટે માય ભાઇઓ મને આશાછે કે તમેં જે કામ કરશો તે વિચાર કરીનેજ કરશો અને મારા ગરીબ ઉપર મેહરબાની રાખશો એવી આશાછે; હવે આગળ સુરસેંનનું શું થાય છે તે વાંચીને પછી વિચાર કરજો એટલે તમને એ મિંત્રનું દુઃખ તથા મિંત્રાચારીની ખબર પડી આવશે;

ચારે બાજુઉપર ઝાડની ઘણા બિહામણાં સિંહાદી ઘાતકી જાનવરોને રેહેવાના કોતર મોટા પરવતની મામે ઉંડી અને બિહામણી ગુફાઓ ચપળ નેત્ર ફેરવનારા મૃગલાં ઓના અંતઃકરણમાં બીક પ્રવેશ કરે એવા ભયંકર અરણ્યમાં પેલા વડ નીચેથી સુરસેંનને ગળી ચાલેલો એજગર આ બિહામણ જંગલમાં આવી પહોંચ્યો, પોતાના પેટમાં જીવતો માણસ હોવાથી ચાલની નહી,શકિત બિલકુલ રહી તેથી પાસે એક પીપળાનું ઝાડ હતું તેનીસાજે અજગર વિટાઇ પડયો, અને ઘણાજ જોરથી પેટમાંના ભક્ષને પચાવળાનો ઇલાજ સરૂ કર્યો. અજગરેં પીપળાસાથે વિંટાઇને જોર કર્યું એટલે અજગરના પેષમાંનો સુરસેંન કષ્ટ પામવા લાગ્યા એટલે નિંદ્રાદેવી પોતાની મરયાદા મુકી ચાલવા માંડયું અને સુરસેંનના હાડકાનો ચુરા થવા લાગ્યો. એટલે સુરસેંનની અત્યારસુધી નિદ્રાથી ઘેરાયલી આખ નિંદ્રા હતિ થઇ ગઇ અગર જેમ વધારે જોર કરે તેમ વધારે સુરસેંનને પીડીડા થવા લાગી તેથી સુરસેંન પોતે પરમેશ્વરની સુતી કરવા લાગ્યો ઓહો જગ્ગ બંધુ જગત પ્રતિપાળ સર્વ શક્તિમાં પર-

મેશ્વર આ વખતે હું માહા દુઃખના માહાસાગરમાં હું આવી પડયો છું? મને ઘણી વેદના થાયછે. આ વખતે અહો પરમધર તમારાવિના બીજો કોઇ સાહાય નથી? માટે મારો બચાવ કરો એ પ્રમાણે સુરસેંન ઇશ્વરની સુતી કરવા લાગ્યો, નેત્ર ઉઘડીને ઘણુંએ જુએ પણ આંધારા શિવાય બીજુ કાંઇ સુજે નહીં જેમ જેમ અજગર વધારે જોર કરતો જાય તેમ તેમ સુરસેંનનાં હાડકાનો વધારો ચુરો થતો જાય અને વેદનાથી સુરસેંન બુમ નાખવા જાય પણ બોલી શકાય નહીં, બહાર નીકળવા સારૂ ઘણાએ ઇલાજ કરે પણ કયાંએ નીકળવાનું ઠેકાણું મળે નહીં. કયાંછું અને કેમ કરૂં? ને પણ સુજે નહીં, પછી હિંમત ધરીને સુરસેંન પમેશ્વરની સુતી કરવા લાગ્યો. એટલામાં સુરસેંનને યાદ આવ્યું કે મારી કમરમાં જમિયા છે, એવું યાદ આવવાથી કંમરમાંથીજ મિયો બાહાર કાડીને અજગરના પેટમાં આંમ તેમ ફેરવ્યો એટલે અજગરનાં આંતરડાં કપાવા લાગ્યાં, અને અજગર વિકળ થઇને જમીન ઉપર પડયો પછી સુરસેંન ઘણાજ જોરથીજ મિઓ ફેરવ્યો એટલે સુરસેંનને અજવાવું દેખાવામાં આવ્યું; એટલે સુરસેંન લોહીલોહાંણ થએલો કાંઇ પથર રકત થયા વગરનો પરમશ્વરની કૃપાથી બાહાર નીકળયો; તેથી રામ રાખે તેને કોઇ ન મારે એ કહેવત ખરી લાગી? પરમેશ્વરની કૃપાથી જીવતો રહેલો સુરસેંન પોતાના મિંત્ર વિરભદ્રની શોધકરવા નીકળો, પણ ઝાડોની ઘટા હોવાથી સુરસેંનને રસ્તો બીલકુલ સુજ્યોન નહીં, તેથી ઉલટો દુઃખમાં ઘેરાણો કોઇ ઠેકાણે અથડાય પડે અને તેનાં લુગડાં બાવળ બોરડી સાથે ભરાય તેથી લુગડાં ફાટે અને શરીરના અવ·

ચવમાં કાંટાભોંકાય અને બોરડીના ઝુંથમાં અજાણ્યાં, પડવાથી બો-
રડીના કાંટા પગમાં લાગે; અને શરીર ઉજરડાય એમમાણે દુઃખ
સહન કરતો સુરસેંન આડો અવળો આથડીઆં મારવા લાગ્યો,
અને પોતાના મિંત્ર વિરભદ્રને બુમો પાડે પણ વિરભદ્ર જવાબ આપે
નહીં એમમાણે આખો દિવસ રખડ્યો પણ સુરસેંનને રસ્તો મળ-
યો નહી પગમાં કાંટાં ભોંકાયાથી અને શરીર ઉજરડાયાથી આખું
શરીર પાકી પડ્યું હતું, છેવટે રોઇ રોઇ આંધળાની પેઠે આડો અવડ-
તો આથડીયાં ખાવા લાગ્યો; છેવટે સુરસેંન કાયર થઇને પૃથ્વી ઉપર
ત્રણ દિવસસુધી બેસુધ્ધ પડ્યો રહ્યો, અને સાતે દિસસેં આંખો
સારી થઇ અને× ઉદરમા સુધા વ્યાપમાંન થયેલી તેથી પડ્યા રહે-
વાથી સિધી નથી એવો વિચાર કરીને સુરસેંન બેઠો થયો, પગમાંના
કાંટા હાથવતી નીકળયા તેટલા કાડી નાંખ્યા, અને પોતાના શરીરની
વેદના સહન નહીં કારતાં આગળ ચાલવાનો વિચાર કર્યો થોડે દુર
ચાલતાં સુરસેંનને હાથ થોડાં એક ફળ આવ્યાં તે ખાઇને પાસેની
વાવમાંથી પાણી પીધું. અને પોતાની ભુખની સહન શકિત વધવા
લાગી સુરસેનની સગળાં લુગડાં બાવળ બોરડીથી લુગડાં ચીરાઇને
નાશ પાંસ્યાં હતાં? ફક્ત સુરસેંનના શરીર ઉપર એક ફાટલી પોતડી
રહી હતી, ટાઢ તડકો શરીમાં કાંટાના પ્રહાર વિગેરે જે જે દુઃખ
પડ્યું હતું તે સઘળું દુઃખ સુરસેંન સહન કરતો હતો ભુખ લાગે તે
વખતે ફળફુલનો સોધ્ધ કરીને સુધા નીવારણ કરતો એમમાણે જં-
ગલમાં ભટકતાં ભટકતાં જ્યાં પેલા પોતે ઉતર્યા હતા તેજ વડનીચે

× પેટમાં ભુખ લાગી તેથી સુરસેંન ઉભો થયો?

સુરસેન આવી પહોંચ્યો આ તરફ સુરસેને જોયું તો ખાતરી થઈ કે આ ઠેકાણે હું તથા મારો મિંત્ર સુતા હતા, અને આ ઠેકાણે હું પેહેરો ભરવા સારૂં માગી ઉઘાડી તરવારથી બેઠો હતો પણ મારા હિંણ ભાગે. મને નિંદ્રદેવીએ ઘેરી લીધો તેથી હું અજગરનો ભક્ષ થઈ પડ્યો? કહેવત છે કે જ્યાં જઈએ ત્યાં નશીબ બેકદમ આગળને આગળ મારો પ્યારો મિંત્ર વિરભદ્ર કયોંય પણ સુખી હોયતો સારૂં છે? અને તે સુખી તો હું પણ સુખીછું મારે મિંત્ર સીવાય બીજું શું સુખ છે? અહો પ્રિય બંધુ વિરભદ્ર હવે હું શું કરૂં અને કયાં જાઊં તે મસ બિલકુલ સુજતું નથી, અરે મારા પ્યારા મિંત્ર વિરભદ્ર તુતો મને આ અઘોર જંગલમાં છોડીને ચાલતો થયો, અહો, પ્રીયબંધુ અરે મારા સાહાયકારક તું આ વખત કયાંજ તોર સાત્રમાં કહ્યું છેકે—

**श्लोक.**

ग्रहित्वा दक्षिणां विप्रा, स्त्यजयन्ती यजमानकं ॥
प्राप्तविद्या गुरूंशिष्या, दग्धारण्य मृगास्तथा ॥

**અર્થ**—બ્રાહ્મણને દક્ષણા મળે એટલે જજમાનને તજીદેછે, વિદ્યાની પ્રાપ્તી થાય એટલે શિષ્ય ગુરૂને તજીદેછે અને બળતા વનં-નેહરણ તજીદેછે! વળી કહ્યું છે કે—

**श्लोक.**

निर्धनं पुरूषं वेश्या प्रजा भग्नं नरंत्यजेत,
खगावित फलं वृक्षं, भूक्ताचाभ्या गतोग्रहं ॥

અર્થ— વેશ્યા કહેતાં જે રંડ તે ધનહિંણ પુરૂષનો ત્યાગ કરે છે, અને પ્રજા કહેતાં જે રૈયતને નિર્બલ કેતાં જે બળવગરનો રાજા હોયછે. તેનો ત્યાગ કરેછે, અને ફળવીનાનાં ઝાડનો પક્ષિ તજીદેછે અને અભ્યાગત જમ્યા પછી જજનાના ઘરનો ત્યાગ કરેછે, તમે અહો પ્રીય બંધુ વિરભદ્ર, તું મને આરાંનમાં છોડીને ચાલતો થયો, ઓ પ્રીય બંધુ વિરભદ્ર એટલામાં તું સંતાઇને મારો ચરચા જોતો હોતો, હવે મારી પાસે આવીને દુઃખીઆરા મિંત્રને સુખનો રસ્તો બતાવ, અરેરે! હું ગાંડો થયો કે શું અરે મારો પ્રિય મિંત્ર વિરભદ્ર આજસુધી અહિં ક્યાંથી હોય મારા પ્યારા વિંરભદ્ર મને જોયો નહીં હોય એટલે રડતા રસ્તો ચાલતો થયો હશે, હવે શોક કરવો તે સઘળો ફોકટનો છે. જેમ પરમેશ્વરની ઇચ્છા શે તેમ થાશે, એમ કહીને સુરસેંન વડ છોડીને ચાલતો થયો?

જુવો પ્રિયે ભાઇઓ રાજા કનકસેંનને બીલકુલ પુત્ર ન હોતો તેથું કેટલુંએક દુઃખ વેઠીને પુત્રનું વચન પાંમ્યો, અને પુત્ર પ્રગટ થયો ત્યારે જંગલમાં મુકી આવવાની રજા આપી કહેવત છે કે અ. કરમીના પઠીયા કાંણા તેજ પ્રમાણે રાજાને થયું; હવે સુરસેંન રાજાનો પુત્ર હતો પણ તેનો જન્મ થતાંજ વનવાસ મળ્યો, તેથી તેને કશી હરખત આવી નહીં પણ બાળપણમાં તેને પરમેશ્વરની કૃપાથી મને સિંહે તેની સંભાળ કરી હતી, ગમે તેમ પણ રાજાનો કુંવર એટલે જંગલના દુઃખથી હેરાન થાવું પડયું અને શરીર કોમળ ઘણોજ કંટીત થયો;

સુરસેંન જંગલની અંદર દુઃખ વેઠતાં સરવે વાતે જાણી ગો

થયો,, દિવસેં દિવસે મુખકંમળ કરમાવા લાગ્યું, શરીર દુર્બળ થવા માંડ્યું શરીરનો લાલ રંગ નાશ પાંમી કાળો રંગ ચડવા લાગ્યો; પૃથ્વી ઉપર પગ મુકતાં જે પાનીને લાલ રંગ થઇ જતો તે પાનીમાં હજારો કાંટાનાં માથી નીરવાસ કરીને; રહયો હવે,, ટાડ તડકો કદિ જોએલો નહીં તે હાલ લુગડાંવિનાં ભટકવા લાગ્યો સ્વાદિષ્ટ ભોજનનો અહાર કરતો તે માટે ફળ ઉપરજ પોતાની જીંદગી ગુજારવા લાગ્યો, પ્રથમ દુઃખ પડતાં, સુરસેંનને ઘણું જાણાયું હતુ પણ હવેથી તેને માથે જે જે દુઃખ પડતું હતું તે નહી ગણકારતાં તે દુઃખમાંથી છુટવાનો ઇલાજ જલદી કરયો હતો;

સુરસેંન થોડે દુર જતાં રમણિય અને સુસોભીત આશ્રમ આવ્યો. એ આશ્રમમાં વિચિત્ર રંગના ફુલો ખીલી રહ્યાં હતાં તે આશ્રમની પાસેના એક માંડવા ઉપર દ્રાક્ષના વેલા ખીલી રહયા હતા, તરેહ તરેહના વ્રક્ષોની સુસોભીત રચના બની રહી, નાળિએરોની ઉપર એલચોનો લતાવો ચડી રહા હતી, અને લવિંગની હારો ઝુલી રહી હતી, અને તેનાં પાતરાં ચંચળ જણતાં હતાં આંબા ઉપર મત ભ્રમરના ગુંજારવ શબ્દો, ગાજી રહયા હતા સુડાઓની ચાંચવડે કેટલાએક ફળો ખાધેલાં નજરે આવતા હતાં, મદોન્મત કોયલોના શબ્દો સાંભળતાં અંતઃકરણમાં આનંદ થતો હતો, એવા આશ્રમમાં એક તપશ્યા કરનાર જોગીરાજ સુરસેંનની દ્રષ્ટીએ પડયા, તે જોગીના માથા ઉપરની જટા જાણે વડની વડવાઇઓ નીંચે લટકી રહી હોય તેવી જણાતી હતી, સ્વચ્છ લલાટમાં ભસ્મનું ત્રિપુંડ શોભી રહ્યું હતું તેમજ આખા શરીર ઉપર ભસ્મ ધારણ કરેલું હતું

દાઢીના વાળ લાંબા વધીને નાભીસુધી આવેલા હતા, કાંનમાં બાળ ઉગ્યાથી તે કાન ઘેરાઇ ગયા હતા, અને લાકડાંની પાવડી ઉપર બે- હાથ રાખેલા હતા, એક હાથની અંદર તુળશીની માળા પકડેલી હતી, અને તે તપસ્વીના મુખમાંથી જયરામ જયરામ એવા શબ્દ નીકળતા હતા, અને પોતાની નીચે મૃગ ચમનું આસન બીછાવેલું હતું, અને તેનીપાસે એક ચેલો બેઠો હતો, તેને સુરસેંન જઇને ન- મસ્કાર કર્યો. તેથી શિષ્યે તેને આવવાનું કારણ પુછ્યું, ત્યારે સુરસેંન કહે હું ઘણા દિવસથી આ રાંનમાં ભુલો પડી ગયો છું, માટે મને કોઈ ગામ હાથ લાગે તેવો રસ્તો બતાવો, પછી ચેલે સુરસેંનને હા- થની સમસ્થાથી ગાંમનો રસ્તો બતાવ્યો, તેથી સુરસેંન તે રસ્તે ચાલી નીકળયો;

કનકાતી નગરીની અંદર કોઈ મોટો ધનાઢ્ય વેપારી રહેતો હતો તેનું નામ ફાકુળશા હતું બાહાર દેશાવરનો વેપાર ચાલતો હતો, અને તેની આબરૂ દેશોદેસ ફેલાઇ હતી, અને તેને વેપારનો વધારો હોવાથી તેને ચાકરો રાખવાની વધારે ગરજ હતી, ત્યાં એકા એક સુરસેંન ફાકુળશા સાઉકારને ઘેર આવી પહોંચ્યો, પડપુછકરતાં સુરસેંન જાણ થયું કે આ કોઇ આબરૂદાર વેપારીનું ઘર છે, અને આ વેપારીને માણસ રાખવાની જરૂરછે? સુરસેંન એવો વિચાર ક- રીને કહે હું આશેઠને ત્યાં ચાકરી કરીને આબરૂ મેળવું. અને મારી હુશીઆરી બતાવું કેમ કે હું હાલ કંગાળ કરતાં પણ હલકી સ્થી- તીને પાત્ર છું મારી સ્થીતી આપ્રમાણે રહેવાથી વધારે હલકી થતી જાશે, માટે સમોવરતી ને આ શેઠને ઘેર નોકર રહેવું એ વધારે

સારૂં છે? કહેવત છેકે સમોવરતીને ચાલવું માટે હું તેમપ્રમાણે કરૂં એટલે મારી ઇચ્છા પુરાણ થાશે; મારે ઘેર લાંબો નોકર રાખું પણ આ વખતે મારે નોકર રહેવાની જરૂરછે, તો તે પ્રમાણે કરવું વધારે સારૂં છે. સુખના દિવસમાં દુઃખના દાહાડા યાદ કરવા, પણ દુઃખના દિવસમાં સુખના દાહાડા યાદ લાવી, તે પ્રમાણે ચાલવું નહીં, સમય પ્રમાણે વરતવું, એ વધારે સારૂંછે! એવો વિચાર સુરસેંન કરતો હતો, એટલામાં જમવાનો વખત થવાથી ફાફળશા પોતાની એકાન્ત મેડીમાંથી નીચે ઉતર્યા તે વખતે એક ભીખારી જેવો સુરસેંન તેની દ્રષ્ટીએ પડયો, શેઠને જોઇને સુરસેંને સલામ કરી, તેથી સુરસેંનને ફાફળશાએં કહ્યું, અલ્યા છોકરા તું અહીં કેમ આવ્યોછે અને તારા દિલમાં શું વિચાર કાંઈ વસ્તુ ચોરી જવીછે કે શું? ચાલ અહીંથી બાહાર નીકળ, એટલાંમાં વાકયા, નગરશોનાં સાંભળીને સુરસેંન ગળગળી તથઇ ગયો, ત્યારે ફાફળશોને આન્તી થઇ કે આ કોઈ દુઃખીઆરો માણસ જાણાય છે? તેથી ફાફળશાને દયા આવી અને સુરસેંન પુછવા લાગ્યો, અરે છોકરા તું શા સારૂં રડેછે? તારે ખાવાનું જોઇએ છીએ? તું ભુખ્યો હોય તો ખાવાનું અપાવું? એટલું કહીને ફાફળશા પોતાના રસોઈઆને બોલાવ્યો, અને કહ્યું કે આ ભીખારીને ખાવાનું આપ પછી રસોઇઓ ખાવાનું લઇ આવ્યો પણ સુરસેંનને તેમાંનું કશું લીધું નહીં, જેમ જેમ ભીખારી કહીને બોલાવે તેમ તેમ સુરસેંન વધારે રોવા લાગ્યોં, જેમ વધારે સુરસેંન રોવા લાગ્યો, તેમ વધારે ફાફશાના દિલમાં દયા આવવા લાગી, ફાફળશા ઘણુંએ બોલાવે પણ સુરસેંન બોલે નહીં; સુરસેંન છાતી

કઠણ રાખી બોલવા જાય પણ બીલકુલ લોલી શકાય નહીં! સઘળા દિવસનું એક સામટું દુઃખ સુરસેંનને રડાવતું હોય તેમજ જણાવા લાગ્યું, છેવટે ઘણી વારે સુરસેંન, છાનો રહયો, તે વખતે ફોફળશાએ પુછયું ભાઇ તું કોણછે? અને અહીં શાસારૂ આવેલોછે? તમારા મનમાં જે વિચાર હોય તે મને કહે, હું તારૂં વચન કબુલ કરીશ, સુરસેંન કહે હું રાજપુત છું અમે બે મિત્રો સાથે નીકળયા હતા, પણ પરમેશ્વરની ઇચ્છાથી વનમાં વિખુટા પડ્યા, ત્યાર પછી હું ઘણોએ જંગલમાં ભટકયો પણ મારા મીય મિત્ર વિરભદ્રની ભાળ લાગી નહીં; છેવટે હું એકાએક અહીં આવી ચડયાછું, આપ મને ભીખારી કહી બોલવા લાગ્યા ત્યારે મને બહુજ ખોટયું લાગ્યું, કે હાલ હું ભીખારીની મીસાલે દાખલ થયો, મને આગળના સુખના દાહાડા યાદ આવવાથી રવું આવ્યું. તમારી છાતી કઠણ રાખતો છતાં રડાયું છે; હવે હું આપણી પાસે વિનંતી કરીને કહું છું કે હાલ હું ગરીબને ગરીબ છું? માટે તમે આપના તાબામાં રાખીને મને નીભાવશો; મરે કાંઇ પગારની દરકાર નથી માત્ર ઊને ઉદ્યોગ સાથે કામ છે, નિરૂધ્યગી બેસી રહેવું મને ગમતું નથી કારણ કે-

## દોહરો,

નિરૂધ્યમી નારજી રહે, નિર્બળી તેની કાય,
સદા શોકનિજ દિલવરતે, નિરૂધ્યમી કહેવાય, ૧

રહિત પ્યાર માતાપિતા, ફરે ઊદાસી આપ,
દમડી પાસ મળે નહિં કષ્ટ તણું નહિં માપ, ૨

નિજ તનકોં મળતાત જો, બુધ્ધિ ક્ષીણ થઇ જાય,
પોષણ તનશાનું કરે, નાહકક તન સુકાય, ૩

ડાહ્યો મુરખ થઇ ભમેં, કોન વદે સનમાન,
વાણદામેં કણ નવ મળે, ભુલે દેહનું ભાન, ૪

ધારણ ધરે નીજ ચગણતે, વાણજોમેં મુકાય,
વિનાઢંગ વાતો કરે, વદન તેજ કરમાય, ૪

આવક દમડી નવ મળે, જાવક જમવું તેહ,
નિરૂધમી દુઃખસાગરે, પડે નહિં સંદેહ, ૬

દામ મળે કે નવ મળે, જમવું વૃથા ન જાણું,
નિરૂધમી રેવા થકી, નિશ્ચય નિપજે હાંણ, ૭

મુસારો હલકો મળે, તો પણ કરશે કાજ,
તેહ તણો આ વિશ્વમાં સુખીયો સાસમાજ ૮

રોજગાર વગર બેસી રેવું તે દરિદ્રતાનું મુક્ષ ઊત્પન્ન કરવા બરાબર છે, દરિદ્રતાને માટે સાસ્ત્રમાં કહ્યું છે કે—

## श्लोक.

अपूत्रस्य गृहंशून्य, दिशः शुन्यास्य बांधवाः
मूर्खस्य हृदयं शुन्यं, सर्वं शुन्यं दरिद्रता,

અથ—વાંઝીઆનું ઘર પુત્રવિનાં સુનું હોયછે, માણસને

ભાઇવિનાં દિસઓ સુંની લાગેછે' મુખનું હૃદ્ય પલળે નહીં તેવું હોય છે,અને દાળીદ્ર માણસને બધુ સુનુંજ છે? માટે શેટજી આ- પના ધ્યાનમાં, આવે તેટલો પગાર આપજે અને તેમ નહિં તો માત્ર ખાવાનું અને લુગરાં આપશો તો પણ હું ઘણીજ ખુશીથી નોંકરી બજાવીશ, કેમકે હાલમાં મને કોઇ ઠેકાણે બધારે પગાર મળે તેમ નથી કદાપીને મને કોઇ ઠેકાણે વધારે પગાર મળશે તો હું તમારી રજા લેઇને ત્યાં જાઇશ; પણ હાલ આપ જે પગાર આપશો તે લેઇ- ને, ઘણી ખુશીથી આપનો હું કમ ઊઠાવીશ?

આવાં મીંઠાસનાં વચન સાંભળીને ફાકુળશાના મનમાં વિચાર કરવા લાગ્યા કે આ માણસ કોઇ ખાનદાનનો છોકરો જણાય છે? પણ હાલમાં દુઃખને લીધે, ગરીબ જણાય છે; આવા દુઃખીઆં રાને મારે મદદ અવશ્ય આપવી જોઇએ; એ વિચારીને ફાકુળશા કહે ઠા- કર આજથી તમારે મારા છોકરા જીવણ રામનું દફતર ઊપાડીને નીશાળે જવું, અને પાંચ વાગે તેની સાથે ઘેર આવવું સારાંશ માત્ર તમારે જીવનરામની નોંકરી કરવી, તે બાબતને પગાર હું તને વિચારીને આપોશ, એટલાં વચન સાંભળીને સુરસેંન ખુશી થયો, કેમકે સમય પ્રમાણે નોંકરી મળી એ સુખની નીસાંની હતી; ફાકુળશાએ સુરસેનને નવાં લુગડાં સીવડાવી આપ્યાં તે પહેરીને સુ- રસેંન હમેશાં જીવણરામની સાથે નીશાળે જવા લાગ્યો, ત્યાં ગયાં પછી સુરસેંનને કાંઇ કાંમ નેહતું ને હોતું; તેથી નવરાશના વખત- માં પોંતે ખાનગી અભ્યાસ કરવા લાગ્યો? તમેં ક્યારે અભ્યાસ કર્યો વારૂ? સુરસેંન કહે શેઠજી હું જીવણરામભાઇની સાથે નિશાળે

આછહુ ત્યાં મારો વખત એળે ગુમાવતોનથી, કેમકે સાસ્રમાં પણ કહ્યું છે કે—

## શ્લોક.

શ્લોકેનवात दर्धेन, तदर्धार्धो क्षरेणवाः
अवध्यं दिवशं कुर्यात, दानाध्य यनकर्मभि ॥

અર્થ—એક શ્લોક અથવા અરધો શ્લોક તેન થાય તેવા શ્લોકે અને છેવટે એક અક્ષર પણ જાણીને દાન અને સારાં કામ કરીને દરેક દિવસને લેખે લગાડવો!

એ શ્લોક હું યાદ રાખી હમેશાં હું મેહેતાજી પાસે ખાંનગી અભ્યાસ કરૂંછું! તેથી મારો અભ્યાસ જીવાણરાણભાઇની બરોબર છે; ફકત મારામાં અને જીવાણરામભાઇના વચમાં તફાવત એટલોજ છે કે જીવાણરામભાઇ વર્ગમાં બેસી અભ્યાસ કરેછે. અને હું ખાનગી રીત અભ્યાસ કરૂંછું, પણ મેહેતાજીનો રોજેરોજ પાઠ કરવા હું ચુકતો નથી, આવાં વચન સુરસેંનનાં સાંભળી ફાફળશાએં સુરસેંનને જીવણરા સાથે બેસી પરિક્ષા આપવાનુ ઠરાવ્યું; બંનેની પરિક્ષાલેતાં, સુરસેંન પેહલે નંબરે ગયો અને જીવાણરામ બીજે નંબરે રહયો; તેથી ફાફળશાએ સુરસેંનને પેલે નંબરે પાસ થયો જોઇને, શાલ અને પાઘડી બક્ષીસ આપ્યાં, અને ફાફળશા તે દીવસથી તેને એવો વિચાર થયો કે આ હુંનર શાળા સારી છે માટે

કાંઇ પણ હુંન્નર શીખીલશે, અને હુંનર શાળાનો, લાભ અનુકુળનો લાભ અનુકુળ આવ્યો, તેથી તેણે હુંનરનો અભ્યાસ કર્યો; તે શેઠના જાણવામાં ન હોતું, પણ એક દિવસ પરિક્ષા લેવાના શબબથી શેઠે જીવણરામને પાસે બોલાવ્યો, તેની સાથે સુરસેંન પણ ગયો, કેમકે જીવનરામસાથે અહોનીસ ફરવું એવો શેઠનો હુકમ હતો; તેથી બંને જણા શેઠપાસે ગયા, તે વખતે ફાફુળશાએ જીવનરામને પાસે બેસાડીને અર્થ પુછવા માંડયા; પણ જીવનરામથી બરાબર ઉતર આપી સંકાયો નહીં, તેથી સુરસેંન ઉતર આપવાને ઘણો આતુર થાય પણ શેઠની રજા શીવાય ઉતર આપી શકાય નહિં, તેથી ઉતર આપું એમ ધારી, ઢીચણ ભેદ થાય અને શેઠના હુકમવિનાં બોલાવું નહિં એમ ધારી પાછે બેશી જાય એપ્રમાણે ચાર પાંચ વખત ઉછાળા આપવાથી, એક સ્વાલનો ઊતર જીવણરામથી નહિં આપતાં સુરસેંન પોતે આપ્યો,+ ફાફળશાએ તેણી સામું જોયું અને બોલ્યા ઠાકોર સુરસેંનને જીવણરામ કરતાં વધારે પ્યારો ગણવા લાગ્યો, મહેતાજી સાથે ગોઠવાણ કરો કે સુરસેંનને પણ વર્ગમાં બેસાડી અભ્યાબ કરાવવો, તેની ફીના જે પૈસા થશે તે હું આપીસ એપ્રમાણે સુરસેંન અભ્યાસ કરવામાં ઊતેજન મળયું; તેથી અભ્યાસમાં ઘણોજ વધારો થવા લાગ્યો!

---

+તારા કે તેજ મેં ચંદ્ર છપે નહીં બાબલ છાયા ચંચલનારી કોને ન છપે નહીં. દાતાર છપે નહીં માગન આયા, કવિગંગ કહે સુનશા અકબર જારને નહીં ભક્ષુતલ ગાયા વગેરે;

એક દિવસેં ફાફળશાએ એવો વિચાર કર્યો કે જીવણરામનું વેવિશાળ કર્યું છે, ત્યાં દાગીના આપવા સુરસેંનને મોકલવો, કેમકે હાલમાં બીજો કોઈ ચાકરોને ફુરસદ નથી અને ઘરેણું મોકલ્યાવિના ચાલે તેમ નથી અને સુરસેન ઉપર મને પુરો ભરૂંસો છે, માટે તેને મોકલવાની કશી અડચણ નથી, એમધારી સુરસેંનને સઘળી વાતે મહીતગાર કર્યો, પછી સુરસેંનને દાગીના આપીને રવાના થાવાનો હુકમ કર્યો;

સુરસેંન ઘણીજ સુંદર અને પવન વેગે ચાલતી ઘોડી ઉપર સ્વાર થઇને જીવણરામને સાસેરે જાવા નીકળયો; શહેર વચ્ચેં ઘોડી ખેલાવતો સુરસેંનને જતો જોઇને શેહેરનાં તમાંમ માંણસો દિગમુંછ થયા, તેની ચતુરાઈ શરિરત અવયવ ઘોડાની થન થનાટ થતી ચાલ, સ્વારની રિતભાત અને તેની મૃગસરખી આંખની ચંચળતા, વિશે સરવે માણસો વખાણ કરવા લાગ્યા, એનો ગણોજ સારૂપવાન હાલ ફાફળશાનો ચાકર ગણતો સુરસેંન શહેર છોડી આગળ ચાલવા લાગ્યો! કનકાવતી નગરીની બાર મૈલ ઉપર એક સુંદર તળાવ હતું. જેમાં ચોખ્ખું પાણી ભરેલું તેમાં કમળ પ્રફુલીત થએલાં-ની આસપાસ ભમરાયો ગુંજાર શબ્દ કરી રહતા હતા, કાંઠા ઉપરના ઝાડની છાયા વડે સ્વચ્છ પાણીમાં શીતળતા રહેલી હતી, સરોવરનાં કંમળ પ્રફુલીત થઇને જેમ હાસ્ય વદન કરી પ્રીયાપીયુની ભેષ લેવા આતુર થાય તેમ પોતાનું મુખ વિકાશી એક ધ્યાન નથી સુર્યમંડપ તરફ ફરતા હતા બતકાંને નળ કુકડાં સરોવરના નિર્મળ પાણીમાં આમથી તેમ ઉડીને તથા ડુબકો મારીને કોઇ અન્યો અન્ય મહાર

કરીને સુખમાં ન તારતાં, એવા સુશોભાયમાંન સરોવરના કિનારા ઉપર સુરસેન આવી સુહોંચ્યો, તળાવનું સ્વચ્છ પાણી, કિનારાઉપર ઝાડની ઘટા, સરોવરમાં ફુલેલાં કંમળ જોઇને, સુરસેનનું મન આરામ લેવાને લલચાયું, તેથી પોતાની ઘોડી એક ઝાડ સાથે બાંધી; સઘળાં લુગડાં ઊતારી, ફક્ત એક ધોતીયું પેરીને સુરસેન, તળાવમાં નાવા પડયો, નિરમળ પાંણીથી પોતાનું શરીરતૃપ્ત થયું ન નહીં તેથી તરતો તરતો જરા દુર ગયો ત્યાં ડુબકી મારે, પગ પછાડે, ખોબા ભરી પાણી આકાસ તરફ ઊરાડે, એ પ્રમાણે મનને ખુશી કરવા લાગ્યો, થોડીવારે સુરસેન કિનારા તરફ જોયું તો ચાર પુરૂષોને આવતાં જોયા, તેથી સુરસેને પાણીમાં ડુબકી મારી, એટલે પેલા ચાર પુરૂષો કિનારા ઊપર આવી પહોંચ્યા અને આવીને જુએછે તો ઘણાં સરસ લુગડાં બાંધેલી ઘોડીપાસે જોયાં, તેથી ચારેજણેં ત્યાં જઇ તપાસ કર્યો તો કીમતી દાગીના તેને હાથ લાગ્યાં, ચારેજણા ખુશી થવાં વાતો કરવા લાગ્યા કે અઘણીજ આશ્ચર્ય કારક વાત છે. કોઇ માણસ આ જગ્યાએ જણાતો નથી પણ ઘરેણાં, લુગડાં અને ઘોડી આહીં છે, તેથી વિસ્મય થાઇએ છીએ, એમ વાતો કરતાં હતાં, એટલામાં સુરસેન પાણીમાંથી બાહાર નિકળયો, અને હસ્તેચેરે બાહાર આવીને પોતાનાં લુગડાં પહેરવા લાગ્યો, પેલા ચારેપુરૂષો બોલ્યા ભાઇ તમેં કોણ છો ? અને ઘણીવાર સુધી તમે પાણીમાં શાથી રહી શકયા, તેનો ખુલાશો હમનેમહેરબાની કરીને કહો ત્યારે સુરસેન કહે, તમે કોણ છો! હું તમને બીલકુલ ઓળખતો નથી, માટે તમને ખરી વાત શીરીતે કહી શકાય! મિત્રવિના બીજાને વાત કરવી એ ગેરવાજબી છે, માટે

તમારી કહી જાત તથા શું ઊધ્યમ કરોછો? તે ખરેખરૂં કહો હેં તમ ને સઘળીવાંતે જાંણીતા કરીશ પેલા બોલ્યા, અમે ઠગ છીએ તથી સઘળા માણસને ઠગવાનો ધંધો કરીએ છીએ? તમને ઠગવાનો અમારો વિચાર હતો ખરો, પણ તમો કોઇ મતાપી પુરૂષ જણાઓછો, તેથી અમારો વિચાર અમે મુલ્તવી રાખવો, દુરસ્ત ધારીએ છીએ, હુવેથી તમે અમારા મિત્ર થયા, માટે કહો તમે પાણીમાં કેમ રહી શકયા; આ સઘળી વાત સાભળીને સુરસેન વિચાર કરવા લાગ્યો કે, આ ઠગારાને ઠગવાય વધારે હુશીઆરીનું કાંમ છે; માટે તેને ઠગવાની ક્રિરતી મારે મેળવીછે; એમ વિચારીને કહે ભાઇઓ આ તળાવ ઘણુંજ મતાપી છે.

સમાપ્ત.



# 'આશ્રય આપનારે ગ્રાહકોનું' નાંમ.

| નકલ | નામ | ગામ |
|---|---|---|
| ૧૦૦ | મેતા દુલભજી મોનજી | વડા તાલુકાના |
| ૨૫ | શેઠ હરીદાશ વાલજી | |
| ૧૦ | શેઠ ભગવાનદાશ જેઠાભાઇ | |
| | હાં માશતર જેરામ હરીદાશ | |
| ૧૦ | શાં કપુરચંદ પ્રેમચંદ | |
| ૧૦ | ઠાં દઆલ લાલજી | |
| ૫ | ઠાં વીઠલદાશ હરીદાશ | |
| ૨ | ઠાં કુંવરજી જેઠાભાઇ | |
| ૨ | ઠાં વશરામ મેગજી | |
| ૨ | શેઠ વલભદાશ તેજપાલ | |
| ૧ | શેઠ જેરામ લીલાધર | |
| ૧ | શેઠ વાલજી મથુરાંદાશ | |
| ૧ | શેઠ વલભદાશ સવજી | |
| ૧ | શેઠ જમનાદાશ શુરજી | |
| ૧ | શેઠ શામજી લીલાધર | |
| ૧ | શેઠ કાનજી નારણદાશ | |
| ૧ | શેઠ તુલશીદાસ તેજપાલ | |
| ૧ | શેઠ દઆલ લાલજી ગોધુ | |
| ૧ | શેઠ મેગજી વલભદાશ | |

| | | |
|---|---|---|
| ૧ | શેઠ ગોરધનદાશ વલભદાશ | |
| ૧ | શેઠ મથુરાંદાશ હીરજી | |
| ૧ | ઠાં મેગજી મુલજી | કછભુજ |
| ૧ | ઠાં લધાભાઇ પ્રેમજી | કછભુજ |
| ૧ | ઠાં વશનજી ઠાકરશી | |
| ૧ | ઠાં તુલશીદાશ ધનજી કછનડીઆ | |
| ૧ | ઠાં કલ્યાણજી વાગજી | |
| ૧ | ઠાં પ્રેમજી ખેરાજ | કછ મરાકા |
| ૧ | ઠાં નાણશી પુરશોતમ | કછરાએ ઘણુજ |
| ૧ | ઠાં વીરજી પેરાજ | |
| ૧ | ઠાં ખટાઉ લધા | કછ નીરોના |
| ૧ | ઠાં ગોપાલજી નાગજી | |
| ૧ | ઠાં કરશનદાશ નાનજી | |
| ૧ | ઠાં હરીદાશ ખીમજી | |
| ૧ | ઠાં ત્રીકમદાશ વીશરામ | |
| ૧ | ઠાં શામજી મેગજી | |
| ૧ | ઠાં વશનજી માવજી | |
| [illegible] | ઠાં મથુરાંદાશ દઆલ ટોપરાની | |
| ૧ | ઠાં હંશરાજ મુરારજી | |
| ૧ | ઠાં દઆલ શુંદરજી | |
| ૧ | ઠાં ખીમજી આશાર | |

૧ ઠાં મુરારજી કાનજી
૧ ઠાં મથુરાંદાશ પરશોતમદાશ
૧ ઠાં કાનજી મુરારજી
૧ ઠાં વીઠલદાશ જીવરાજ
૧ ઠાં હંશરાજ હરીદાશ
૧ ઠાં મુલજી ચાંપશી રાએશી
૧ ઠાં તુલશીદાશ વ. અબજી નલીઆ
૧ જોશી મુરારજી મુલજી લખપત
૧ જોશી જદુરામ લધુભાઇ
૧ જોશી ચતરભો હરીરામ
૧ જોશી રણછોડ કેશવજી પાગડીવાલા
૧ જોશી ભવાન તુલશીદાશ પાગડીવાલા
૧ જોશી ભીમજી કલેઆણજી કછકોડારા
૧ જોશી કાશીરામ શાકલેશવર
૧ જાની ત્રીભોવન રૂગનાથજી
૧ કચ્છ માહારાવ શ્રી ખેંગારજીની લાએબરી
૧ બાવા હરપુરી આનધપુરી
૧ મેતા રેહેવાશંકર મુલજી
૧ મેતા જતાશંકર વાગજી
૧ વોરા નુરભાઇ રેહેમાનજી હા. ગુલામઅલી
૧ ભાણશાળી વેલજી રામજી
૧ ભાણશાળી રતનશી લીલાધર

૧ શોની રામજી ગોકલ
૧ શોની રવજી જાધવજી
૧ દવે વશનજી પુજાભાઇ
૧ વઇદન લંચા મનજી
૧ વી જટાશંકર મુલજી
૧ દરજી મોતીરામ રતનજી
૧ લુવાર લલુભાઇ અમીચંદ
૧ શા૦ નરશી શોજપાર
૧ શા૦ કાલીદાશ અમરચંદ
૧ શા૦ મુલચંદ કલેઆણજી
૧ શા૦ નરોતમદાશ વનમાલીદાશ
૧ શા૦ અમરચંદ માગજી
૧ માશતર શા જેઠા પરબત
૧ શા૦ વેરશી પદમશી
૧ રાજેશ્રી આદીતરામ મીરાતરામ

પાટણના રેહેવાશી.



## પ્રીય ગરાકોને વીનંતી.

સરવે મુઝ ગરાકોને વીનંતી કરવામાં આવેછે કે હે ભાઇઓ અ-મોએ આ ચોપડીને ઘણીજ લાંબી મુ`ત કાઢતાં લગાડીછે તે હવે પછી અમારો વીચાર ભાગ ૨ જો કાઢવાનો રાખેઓછે તે હવે પોઢી જ મુદતમાં કાઢશુ. ને પેલા ભાગમાં જે શજનોએ અમોને આશરો આપેઓછે. તેનું અમો મોટો આભાર માનીએ છીએ ને બીજા ભાગમાં જે શજનો અમોને આશરો આપશી તેનું પણ ઉપકાર મા-નવામાં આવશે. એજ અરજ

ભા૦ શેવક, **કુંવરજી માગજી તથા દામોદર મુરારજી જ્ઞાતી ભાટીઆ.**

---

માહારાજાધીરાજ મીરજાંમાહારાવ શ્રી

શાત શરાઇ બાહાદુર ખેંગારજી

ઊર્ફે બાપુભા.

કચ્છભુજ શંસ્થાન.

### હરીગીત છંદ

સુભ સ્વારીની શોભા ભલી, જોવા મળી બહુ મેદની,
રાજાઇ થઇ રળીઆત, રઇયત ઉર ભરી ઉમેદની,

મુખની રખવાળાનાં ફરખમાં, રાખી ન બીજી ક્રાંઇતમાં,
માહારાવ શ્રી ખેંગારજી, બાહાદુર બાવા ઘણી ખમા. ૧
વાજીંત્ર વાગે વીવીધનાં, મંગળીત ગીત ગવાય છે;
ગુલાલ ગ્રંધ ઉડે ગણા, જન સ્વામીઓ સૌ જાયછે;
ઊચાર આશીરવાદનાં, ઉચરે પ્રજાપતી પાડનાં,
માહારાવ શ્રીખેંગારજી, બાહાદુર બાવા ગણીખમા ૨
પધરામણી પુરમાં થઇ, વશતી ફ્રેવળી વળી;
કંચન તાણાપુશપે વધાવી, વારણા લેલ ડીલડી,
આંનંદ વાધયો અંતો ઘણો, મેલાણ થાતાં માકમાં,
માહારાવ શ્રી ખેગારજી, હાદુર બાવા ઘણીખમા. ૩

## દોહોરો.

ખમાખમા ખેંગારજી, ભલે પધારેઆ રાવ ૧
રઇયતને રાજી કરી, દઇ દરશણનું લાવ ૨
શધનય દીવાળી આજની, આનંદ ગડી અનુપ, ૩
દરશણ દઇ થાવન કરયા, ભલે પધારયા ભુપ, ૪
પશ્ચીમ કેરા પાદશા, બે બાંધવાની જોડ; ૫
ભલે પધારયા ભુપતી પુયમિનનાં કોડ; ૬

## સમાપ્ત.

બનાવનાર કુંવરજી માગજી કચ્છભુજ નાગોણાના રેહેવાશી.